૪

( એ માથે મટુકી લઈ જાઉં ) એ તર્જ.

વાહ વિધા વસંત રૂતુ છાઇ,
પ્યારી હિન્દ માતાને અમૃતડાં પાઇ–વાહ.
આ આર્યાગણ ભૃંગ ગુંજે, ધર્મ પલ્લવ કુંજ કુંજે
આહ વેદ ધ્વનિ શી છવાઇ–પ્યારી૦–વાહ.
શી સ્વરાજ્ય સુગંધ મ્હાલી, જાગ્યાં પંખીડાં બંગાલી,
એ વન્દે માનાં ગીત ગાઇ–પ્યારી–વાહ.

૫

( સદા સંસારમાં સુખ દુઃખ સરખા માની લઇએ )
એ તર્જ

જીવે શું હિન્દમાં એવા કો મુઢાત્મા હરામી !
ન બોલ્યા મુખ "મારો દેશ આ મુજ માતૃભુમી–જીવેશું !
ઝાકળના મોતી સમા જીવો તે કંગાલ.
ઠાલા આવ્યા ગ્યા ભુલા પથ્થરવત ભુભાર,
ખરંતા પીપળાનાં પાંદડાંની પેડ એ તો.
કીડી મંકોડીના સમાન કાય તે નકામી–જીવે શું !
હોય ખેતાબો છો ઘણા અઢળક ધન ભંડાર.
લુખી કીર્તિ હો ભલે મૃગ જળવત નભનાર.
મળે તે માટી નીચે જે થકી અવતાર ધર્યા.
ફરે ઘાણીતણા જ્યમ બેલ ફેરા અંધ પામી–જીવે શું !
તેનાં મૃત્યુ પાછળે કોઇ ન રડતી આંખ.
જીભ ન ગાતી નામને માન તણી નહિ ઝાંખ.

૬

( કપટ દીલ તારૂં તપાસી જોવા શીર્ષ્યોકાં ) એ તર્જ.

નફટ ધિક તેને જે દેશની વ્હારે ચડે ના—હાંહાં નફટ૦
સ્વદેશ ભકિત ન ધારે, કર્તવ્યો વિસારે, તે ઢોર ખરેહા-હાંહાં નફટ.
જીવો ન જીવા તે જંતુ સમા એવા પાણી તણા પરપોટા ઘણા,
પેટ ભરનારાં શ્વાન કીટ નર્કે મસ્તાન, એમ દેહ તાણું શ્રેય તો
સરેના—નફટ ધીક૦

૭

( દીલદાર યાર છેલાસે નયના લગાય ) એ તર્જ.

કુરબાન કરો કાયાને પરની ભલાઇમાં—
પરની ભલાઇમાં, જગની ભલાઇમાં—કુરબાન.
ધર્મ બેડી હાથે, જો કર્મ રૂણ માથે,
તુરત મુકત થાઓ ને પુણ્યની કમાઇમાં (૩)—કુરબાન.
ઘાત આવે ઓરી, ઉંમર કરો ઘોરી,
ફરજ બખ્તર સાજો ને જીંદગી લડાઇમાં (૩)—કુરબા.
સત્યના સાટામાં કૈક વીરે ખોયાં જીવન.
શંકરે શીવાજીએ પ્રતાપે દયાનંદે ધન્ય.
જીવ્યું સાર્થક જો પરમાર્થે તનડું નવાઇમાં (૩) કુરબાન.

૮

( દીલે નાદાંકો હમ સમજાએં જાએંગે ) એ તર્જ.

સુણો ભાઇ રૂદન હિન્દમાનું કાને રે,
જીગરમાં હોય જો સ્વદેશ ભકિત સાચા સુતો તો
જનનીની ધાઓ વ્હારેરે—સુણો.

" હાય વાંઝણી હું કરોડો સુત છ-તે રડું હે ઈશ.
ધિ:કકરે પથ્થર હૃદય તેનાં ન ગળે શું કરૂં હે ઈશ,
પીએ મુજ લોહી ફોલી પેટ વીંછણ બન્યાં સમુ હે ઈશ.
હવે તો હાડ ચામ રહ્યાં ચુશે તેનેય મરૂં હે ઈશ,
મોસલ મુફલીસ હરામી સૌ બન્યા મારા હે ઈશ,
દુઃખી માતાની દાદો આમારી ધરો કોઇ ધ્યાનેરે "–સુણો.

(નજર કરો નાથ જરા ઓળખી લ્યો નારી) એ તર્જ.

નજર કરો આર્ય જરા દેશ દાઝ ધારી,
કોણ એ હતા ને આજ શી દશા તમારી–નજર કરો.
સપુત ભારતના તમે રૂષિ મુનિના સંતાન,
ઋણ શિરે માબાપનું ભરવા આપો જાન,
કોણ એ કંગાલ સુત દે ન ગાળ ટાળી–નજર કરો.
ધૂળ પડી એ જીવનમાં ધિક્ક જુઠા ઉદ્દેશ,
કહ્યું ન છાતી ઠોકીને "આ મારો પ્રિય દેશ"
કોણ છેગમાર દેશ ભક્તિ દે વિસારી–નજર કરો.
ખાવું પીવું ખેલવું કરે કાગને શ્વાન,
આપણમાં શું ફેરછે જો ન સ્વાત્મ અભિમાન,
કોણ મૂઢ જીવ જેણે પશુ વૃત્તિ ધારી–નજર કરો.
પેટ ભરે છે આપણાં દુઃખણી ભારત માત,
આંખ વીંચી આરોગીએ જેમ બીલાડાં જાત.
કોણ છે કૃતઘ્ની દુષ્ટ પેટએ ભીખારી–નજર કરો.
ગાડી ઘોડે મ્હાલવું એ નહિ જીંદગી કામ,

કૈંક આવી ઉડી ગયા ન રહ્યાં ન નામ નીશાન,
પાણીના પુરાની પેઠે રંક કાય ધારી-નજર કરો.
પતંગ કીટ સમા ઘણા જીવતા મરતા લોક,
કોઇ ન જાણે તેમને જીવન સ્વપ્નાં ફોક,
જેની પુંઠ અશ્રુધાર ચક્ષુએ ન સારી-નજર કરો.
વન્દે માતર મુખ કહો હૃદયે કાંઇ ન તોલ,
જેમ ઢોલ ઢંઢં વદે અંદર પોલમપોલ,
ધર્મ દેશ કાજ કરો તન મન ધન વારી-નજર કરો.
સ્વદેશ વસ્તુને ચહો સ્વદેશનીજ ઉમંગ,
કરી બતાવો અંતથી એજ આર્યનાં ઢંગ,
વિજય વાવટો સ્વદેશી ચો બધે ઉડાડી-નજર કરો

## ભારત રૂદન.

૧૦

( રાગ પ્રભાત-વારી જાઉ પારણે પોઢાને પુત્ર ) એ તર્જ.
અરે હાય કોણ હું ને કેવી આજે મારી દશા આવી.
અમૃત કેરી વેલડી દાવા નળથી સુકાઈ,
ખર્યાં હાય પુષ્પ રત્નો મોંઘાં મારાં ફાલમાં ફુલી,
કરમાયાં સુપત્રો લીલાં ડાળીએ ડુલી-અરે હાય.
સીંચાતાં સુધા જળો હતી સુવર્ણા કાય,
ખારાં જળ આજે પીઉં અંતર ભડકા થાય,
રસકસ મુજ ચુસે વળી ઝેરી કીડા સાથ,
નવ પલ્લવ નવ લવ ઉગે અવ હું બની અનાથ,
ફુટે કયાંય એવા ગુણીયલ ફણગા મારા જેથી લાય
ઓલાય,

રડવડતી હું હિન્દ છું મારી વ્હારે હરિ કે ધાય—
અરે હાય.

૧૧

(કોઈ દૂધ લ્યો દીલરંગી) એ તર્જ

કોઇ દાદ લ્યો સુત મારી હો, રડું હિંદ માત તમારી હો-કોઇ
જીંદગી લાગે અકારી—કોઈ.
વાલ્મિક વ્યાસ વસિષ્ઠને વિશ્વામિત્ર કણાદ,
ગૌતમ પાતંજલ ભૃગુ તેની રાખો યાદ રે-કોઇ.
રામ કૃષ્ણ હરિચન્દ્ર ને અર્જુન પરશુરામ,
ભિષ્મ યુધિષ્ટિર દ્રોણ જે તેનાં ધારો નામ રે-કોઈ.
શંકર બુદ્ધ સધ્ધર્મીઓ પૃથ્વીરાજ પ્રતાપ,
રક્ષક શિવાજી શુરો તેની પાડો છાપ રે-કોઈ.
સ્વામી દયાનંદે કર્યો વૈદિક ધર્મ પ્રચાર,
લેખરામ ગુરૂદત્તનાં માનો ચરિત્ર અપાર રે-કોઇ.
એક મળો સૌ સાથમાં ત્યજો કલેશ કંકાસ,
સકરમી સુત હો તમે આપો માતાને સુઆશરે-કોઇ.

૧૨

હરિગીત.

પરતંત્ર જીવન મુકત કરવા કોણ નહિ ઇચ્છા કરે ?
દિન એક મુકિત પામવા એ કયો અભાગી ના મરે ?
ઉત્કેરતા શુરવીરને રણશીંગ ઘોષો સાંભળો
જુલ્મીતણાં અવસાન ગાનો ગુલામી રૂદનો સુણો.
માતૃભુમી આ આપણી ખરડાયલી ખુનથી પડી.

દોડો મદદમાં તેણીની બહાદુર થઇને આ ઘડી
સાજો ફરજ બખ્તર દિલે હિંમત ખડગ હાથે ધરી
બસ એક હાથ સ્વદેશ ઝનુની ધસે પુર ગણો ભણી.
સૌ દેશભકતની મૃત ચેહે આસ છેલ્લી રહી ગઇ
ભય જુલ્મીનો નહિ મરેલાને; બંધનો કબરે નહિ.
ચાહો કરો સંગ્રામમાં! તે છે વીરો ધીરો ખરા
જે ધર્મ ભકિત કાજ કેશરીયાં કરી રૂધીરે ભર્યાં.
એ જો કદી મરતાં સુધીય સ્વતંત્રતાં જગ નવ મળી
મા નિરાશ મન લાવતા–આખર જશે સ્વર્ગે જડી.

૧૩

હરિગીત. ( રાગણી આશાવરી તાલ દાદરો. )
દુનિયા તણી રણુ ભુમીપર આત્મા સજીને આવતાં,
ના થાઓ મુંગાં ઢોર ઢાંખર નાશતાં ને ભાગતાં,
કિન્તુ બનો શુરવીર ધીર પ્રવીણુ વીર લડાઈમાં
ને જીંદગી મેદાનમાં ઘુમો અતિ ચતુરાઇમાં
લાગે ભવિષ્ય મધુર તોએ આશ તેની ના ધરો
ને ભૂતવાતો મર્ત્ય કેરી ચેહમાંજ બળી કરો
ચાલુ સમયમાં વર્તમાને કાર્યમાંહી મગ્ના રહો.
રાખી હૃદયને શુદ્ધ અંદર, ઇશને માથે ચહો. ૨
મોટા જનોનાં જીવનો સ્મૃતિઓ કરાવે તેમની
કરીએ વિલોકી આપણે પણ જીંદગી ઉચ્ચ આપણી
છોડી જતાં સંસાર, પાછળ મુકતા જઇએ નવાં
પગલાં સમયની રેતી ઉપર બીજાને અનુસારવા ૩

ત્યારે બનો તયાર કરવા કાર્ય ખંત દિલે ધરી
થાઓ ગમે તે ભાગ્ય નહિ દરકારીને તેને જરી
પુરૂષાર્થ પુર પ્રયત્નમાં દિનરાત ખુબ મચ્યા રહો
ધારી ખરી ધૃતિ કરો ઉદ્યમ રાહ ઢીલે નહિ રહો. ૪

૧૪

( રાગણી પલાસી. )

નાટય ભુમીકા જગત સાર
પાત્રો જન પ્રાણી માત્ર
ધર્મ ફર્જ મળ્યા પાઠ
નટવર ઇશ સુત્રધાર—નાટય
ધર્મ બેડી જડી હાથ કર્મ રૂણ હોય માથ
પર્મ આજ્ઞા ઇશની માથ માનવી આવાર—નાટય
સંસાર નાટક ભુમીપર જન પાત્ર વર્ગ પ્રવેશીએ
પડદો પડે નહિ ત્યાંસુધી નિજ કૃત્યમાં હાજર છીએ
તે પાઠ પૂર્ણ તપાસવા ઇશ સુત્રધાર વિલોકતો
નિજ પાઠમાં ભુલ ખાઇએ તો અંતરીક્ષે ડંડતો—

૧૫

( અબતો ચેતીયોરે તુમહો ભારતરાજ દુલારો ) એ તર્જ
ભાઇઓ ચેતજોરે છો તમે ભારત માત કુમારો—એ ટેક.
ભારત જનનીપર વરસે છે ગજબ ગજબના ત્રાસ,
પણ સંભાળ હજી નથી લેતા થયો દેશનો નાશ—ભાઇઓ
ગીજની ગોરી ખુની તાતારને આવ્યો મહુમ્મદ શાહ,
અઢળક ધન લુંટી ગયા બહુ કર્યો દેશનો દાહ—ભાઇઓ

જગ્યા જગ્યામાં આર્યાવર્તે થતી કતલ ખુનખાર.
વૈદિક ગ્રન્થો બાળી નાખ્યા પ્રસર્યો ભ્રષ્ટાચાર–ભાઇઓ
દઇ દઇ બહુ તલવારની દેહશત કૈકને કર્યા પતીત,
ત્રાહુત્રાહુ પુકરાવી સર્વે વર્તી બહુ વીપરીત–ભાઇઓ
વેદ ધર્મ રક્ષાને માટે થયા કૈક કુરબાન,
શિવાજી ગુરૂ ગોવિન્દના પુત્રો તજી ગયા પ્રિય પ્રાણ–ભાઇઓ
બીજા સેંકડો ધર્મ હિતાર્થે મુવા જે હતા સાફ,
પદ્માવતી પતિવ્રતા ધર્મપર બળીને થઇ ગઇ રાખ–ભાઇઓ
હવે તો જાગો નિદ્રા ત્યાગો દુર કરો અજ્ઞાન,
રહી સહી હાલત કંઇ આપણની તેનું રાખો ધ્યાન–ભાઇઓ
રૂષિ દયાનંદ ગયા જગાડી સહીને કષ્ટ અનેક.
તોપણ ઉઠીને સુઇ રહ્યા છો ઓઢી ચાદર છેક–ભાઇઓ
એક ધર્મ બસ વેદ ચલાવો ધારો શૌર્યને સંપ.
જય જય પછી આપણો થાશે બેસશું વાળી ઝંપ–ભાઇઓ

૧૬

(રાગ ઉપર પ્રમાણે).

ભાઇઓ જાગજોરે શાને સૂતા ભારત વાસી,
ઉઠીને જાગો નિદ્રાત્યાગો જુવોને આંખ ઉઘાડી,
ધર્મની નૌકા આ ભારતની ડુબતી જાતી દાડી–ભાઇઓ
આપણ દેશની હાલત નિશદિન સમય બતાવે જાતો,
તમને શું માલુમ ન પડતું ભારત બગડયો જાતો–ભાઇઓ
ગૌ કન્યા અનાથ ને વિધવા કરે તમારી આશા,
હાહા કરતી નિત દુઃખભરતી દિનદિન મરે નિરાશા–ભાઇઓ

અવળા માર્ગે પૈસો લુટાવો ખુબ બઢાવી હાથો,
પણ નહિ અકકલ તમને મરતાં ભુખે ગરીબ અનાથો-ભાઇઓ
ખરાબ હાલત આર્યાવર્તની જેના આપણે વાસી,
એની ખાતર પ્રાણ ગુમાવ્યા દયાનંદ સન્યાસી-ભાઇઓ
આ ભારતની બુરી દશાનું તમને નાહીં ગુમાન,
તન મન ધન તે ઉપર વારી થયા કૈક કુરબાન-ભાઇઓ
સપુત દીકરા ભારતના તો બગડયું લ્યોને સુધારી,
ગમાર બેદીલ ઢોર ન થાઓ પાડા ઉપર પાણી-ભાઇઓ
ઢગ ઉંઘ્યાછો હવે કરો યા હોમ તણી તૈયારી,
ધર્મ વિવેકને સંપ સજી લ્યો પ્રપંચ જાળ વિસારી-ભાઇઓ
ભ્રાતૃ ભાવથી એક બનોને એક ધર્મ લ્યો ધારી,
નહિ તો જુતા પડવા બાકી કહું મહારાણી વિચારી-ભાઇઓ

૧૭

(અરે ચેત ચેત ચેત રાય શું સુઇ રહ્યો) એ તર્જ.

હવે જાગ જાગ જાગ હિન્દ શું સુઇ રહી,
ધન ધામ માલ સંપત્તિ લુટાઇ સૌ રહી-હવે.
કરોડો બાયલાને મુઢ ચોકીદાર તુજ ગમાર,
અદ્રઢતાને અવિદ્યા કાચીમાટીની તુટી દિવાલ,
ખડયાં ભાંગી પડયાં નીચે કુસંપી કલેશનાં બે દ્વાર,
ઘુસ્યાં માટે છુપાંને સંપીલાં પગલાં ધીમાં હુશિયાર,
ધરી લે શૌર્યની સાડી ખસડી ભયતણો ચાફાળ,
પ્રકટકર વેદનો દીવો ટળે જેથી બધું અંધાર,
પછી આર્યો અમે સાચા મદદમાં થઇ જશું તયાર,

લઇને ધર્મ કર્મ તણાં પ્રચંડી સત્યનાં હથિયાર,
મટી જશે થતી આ લુટ જે થકી સહી-હવે જાગ.

૧૮

( તાતનો ભરોસો નથીરે મનેરે મારા તાતનો ભરોસો-
નથીરે ) એ તર્જ.

હિન્દની દશા શી થઇરે, અરેરે માડી હિન્દની દશા શી થઇરે.
અરેરે.

મહારાણી સૌની હતી દેતી સૌને દાન
આજ ભીખારણ તે બની કોઈ ન સુણતું કાન
કર્મની ગતિ શી ફરીરે અરેરે આવી કર્મની ગતિ શી ફરીરે. અરેરે
આજ્ઞા પાલક દીકરા લેતા જન્મ તમામ
આજે પાકે દીપડા કરે દી ફર્યાં કામ
ધર્મની મર્યાદા ગઇરે અરેરે સારી ધર્મની મર્યાદા ગઇરે-અરેરે.
સુવર્ણ સરખી જે હતી હીરા મોતી પાક
આજે ઉડે કાંકરા ખાવા ન મળે રાખ
બરકત સૌ તુટી પડીરે અધર્મે ભારી બરકત સૌ તુટી પડીરે-અરેરે.
મોઢે માગ્યા વરસતા મેઘો અપરંપાર
આજે ખાવા ધાય છે જ્યાં ત્યાં કાળ દુકાળ
યજ્ઞની ક્રિયા ખડીરે સુખો દેનારી યજ્ઞની ક્રિયા ખડીરે-અરેરે.
જ્યાં અગણીત વહેતી હતી ઘી દુધોની હાર,
આજે નદીઓ લોહીની ચાલે હાય અપાર,
ગાયની રક્ષા ટળીરે જીવો ઉપકારી ગાયની રક્ષા ટળીરે-અરેરે.
સો વર્ષોથી ચારસો જીવાતાં જીવન,

૧૩

આજે સાઠ પચાસમાં ખોવાતાં જીવન,
આશ્રમાવસ્થા સરીરે કેવી મજાની આશ્રમાવસ્થા સરીરે–અરેરે.
જ્યાં ત્યાં કાળો કેર છે કુસંપ કલેશ અસાર,
ચોરી સ્વારથ દુષ્ટતા હડહડતા વ્યભિચાર,
વેદની શાખા પડીરે સધ્ધર્મી સારી વેદની શાખા પડીરે–અરેરે.
આવો આર્યો સૌ હવે થઇએ એક સમાજ,
સુખ સંપ લક્ષ્મી વધે નહિ તો બનશું ખાજ,
સ્વામીજીની વાણી ખરીરે આનંદકારી સ્વામીજીની વાણી ખરીરે.

૧૯

( નેણમાં નિદ્રા નાવે જરી મારા રામગયા વનવાસરે )એ તર્જ
નેણથી નિદ્રા ત્યાગો હવે માતા હિંદ તણા સકુમારરે-નેણ.
ગાળો ઉતારો શિરથી હિંદુપણાની ભાઈ આર્યો બનો
હુશિયારરે–નેણથી.
બ્રાહ્મણો ઉઠીને તમે થયાછો ગુલામભાઈ ભીક્ષા દાસત્વનો
સ્વિકારરે–નેણથી.
વેદનું તત્વ ભાળો વૈદિક કર્મ ધારો શાને ફસો પ્રપંચી જાળરે-નેણ.
પેટતો કાગડાને કુતરાં ભરેછે ભાઈ જીવેકીડા નર્કના અપારરે-નેણ .
જીવન ઉદ્દેશ સાચો ધર્મ દેશ ભક્તિ માંહીં નહિતો
જીવીતને ધિક્કારે–નેણથી
સંભાળો બાપ દાદા રૂષિ મુનિ આપણા જે આપણે તો
પાકયા કુલાંગારરે–નેણથી.
મારૂં ને તારૂં છોડો શ્વાનની રીતએતો દીપાવો નામને
સંસારરે-નેણથી

ક્ષત્રીઓ ઉઠીને તમે થયાછો નામર્દભાઇ ફસ્યાછો વ્યસને
વ્યભિચારરે-નેણુથી.
બંદુક તલવારો તમને ભારે પડે છે ભાઈ શીકારી સાચા
ચકલાં મારરે-નેણુથી.
યજ્ઞો થતાંતા કેવા અશ્વમેધ આદિમોટા ચલાવી ઘી દૂધ
કેરી ધારરે-નેણુથી.
યાદ કરો મોટેરા જે સાર્વભૌમ સત્તાવાળા યુધિષ્ઠર
રામાદિ અપારરે-નેણુથી.
ખાનને પાન વસ્ત્રે બનોછો રૂપાળા ઠાલા વિના દેશ
સેવા ડામો ભાલરે-નેણુથી.
નામનાં પુતળાંછો ચેતનને વીર્યહીણા ભારતની માથે
વથા ભારરે-નેણુથી.
આળસુ બન્યાછો વૈશ્યો ધર્મ કર્મ સર્વ ભુલી લીધી
અંધપરંપરાની ચાલરે-નેણુથી.
ખેતી વેપાર ચુકી દાસોને નોકરોછો પોપટ વિદ્યાને
પઢનારરે-નેણુથી.
લક્ષ્મી બુદ્ધિ ગુમાવો અવળા કુમાર્ગ માંહી પરસ્ત્રી
સાથે વ્યભિચારરે-નેણુથી.
કો'છો ગોપાલની જે જે જે ગોપાલમુખે પણ છો
સાચા ઘોડા પાળરે-નેણુથી-
મરતાં અનાથભુખે ગાયો કપાય દુઃખે તેની ન તમને
દરકારરે-નેણુથી.
હોજો ફીટકાર એવાં તનમનધન જીવનોને જેથી ન થાય
પર ઉપકારરે-નેણુથી

બુદ્ધિના બારદાનો સર્વે બન્યા છો ભાઇ,જુવો ન નેત્રથી
સવારરે-નેણુથી.
ગાડરીઆ વ્હેન માંહી જાઓ તણાતા ભાઇ પકડી હોરા
ભઈની નાડરે-નેણુથી.
વેદનું જ્ઞાન પામો શંકાથી મુકત થાઓ થાઓ કર્ત-
વ્યમાં તૈયારરે-નેણુથી.
ધારીને સંપ સાજો ધીર ને વીર થાજો જોશો પછી
જયજયકારરે-નેણુથી.

૨૦

(કાચબા કાચબીનો ઢાળ)

કરગરતી ભારત દેવી રડવડતી હાલત કેવીરે—કરગરતી.
"સુતકપુત અભાગીઆ તમે પડીયા મારે પેટ,
લીંખ જુ માફક ઠોલતા માથે લાવીને હું પર વેઠ—કરગરતી.
વૈદિક જ્ઞાનથી ભ્રષ્ટ થયા મુકયાં ધરમ કર્મ વિવેક,
કુસંપ કલેશથી એની લડાઇમાં ત્રીજા ગયા ફાવી છેક--કરગરતી.
પડયા પ્રભુ મુખ માંહેથી તમે બ્રાહ્મણો કો'છો શ્રેષ્ઠ,
કર્મ સ્વભાવને જ્ઞાગન ગુણોમાં શુદ્ર થકી પણ હેઠ—કરગરતી.
સંભાળો બાપ દાદાને તમારા જે હતા રૂષિ મુકનિ સત્ય,
ચુલા ફુંકો ભીખ માગો હરામે કરો પાખંડીનાં કૃત્ય—કરગરતી.
આવ્યા હરિતણા હાથથી તમે ક્ષત્રી વદો છો વાણુ,
માંચીના માંકડ જેવા બન્યા છો જેમ ઓઝલોમાં રાંડ—કરગરતી.
યાદ કરો મોટેરાઓને કેવા અર્જુન કૃષ્ણજી રામ,
ગાંજો ફુંકોને દારૂ ચડાવો કરો પશુ કેરાં કામ—કરગરતી.
જાયા હરિતણી જાંઘથી તમે બોલો વૈશ્યો બોલ,

ખેતી વેપારને ચુકી ગયા છો તોડો પૂર્વજોનો કોલ–કરગરતી,
ગાય કૃષિને સાચવો કરો પરમાર્થોના કામ,
સ્વાર્થ પ્રપંચને સાધી રહ્યા છો બોળો મોટેરાનાં નામ–કરગરતી.
વર્ણ વ્યવસ્થા તોડી દીધી બાંધી જુદી જુદી મન હોડ
ત્રીસ કોટીના નોખ નોખા છે ચોતરા ત્રીસ કરોડ–કરગરતી.
એક સમાજી થઈને માનો ગુણ કર્મોથી જાત,
મારૂં તારૂં સૌ છોડી દઈને સુખી કરો હિન્દ માત"–કરગરતી.

૨૧

(મરશીયા. હાય હાય રે હિંદુપણું જાય હાલ્યું) એ તર્જ

હાય હાય રે આફત શી ભારત પર ધાઇ,
જાળ સ્વારથની જ્યાં ત્યાં છવાઇ રે–હાય હાય રે.
સૌ શેરીનાં શ્વાન સમ દોડે મારૂં તારૂં ભસે એમ હોડે,
ખેંચા ખેંચ તાણા તાણ મ્હોડા મ્હોડે રે–હાય હાય રે.
પેટ ભરવાની વાત માત્ર જાણે,
પરમારથની વાત નવ આણે,
પોતપોતાનું આમ તેમ તાણે રે–હાય હાયરે.
બાર ચુલાતો તેર થાય ચોકા, ગણે પોતાને શ્રેષ્ટ નોખ નોખા,
પીટે આપસમાં જેમ તેમ ધોકારે–હાય હાયરે.
બન્યા કુવાનાં દેડકાં આતો નિજ કુંડાળે ડાંઉં ડાંઉં વાતો,
નથી જોતા સાગર ઘુઘવાટોરે–હાય હાયરે.
સત્યે વિદ્યાનો સમજે ન કક્કો માર્યો વેદ ધર્મકર્મને ધક્કો,
રમે જેમ જેને ફાવે પંજો છક્કોરે–હાય હાયરે.

ધર્મનામે દુકાનો મંડાઇ જૈન શૈવી વૈષ્ણવને ગોંશાઇ,
લુટા લુટી ચોમેરે ફેલાઇરે-હાય હાયરે.
લોભી ગુરૂને લાલચુ ચેલા મળી પંથો ચલાવે મેલા,
થાય નર્કે પછી ઠેલંઠેલારે-હાય હાયરે.
થઇ બ્રાહ્મણમાં ચોરાશી જાતિ વૈશ્યક્ષત્રીમાં કૈક ગણાતી,
કયા ધર્મની રીતિ કહેવાતીરે-હાય હાયરે.
કહે વેદોતો "સહના વવતુ" વળી કે છે, કે "સહનાભુનકતુ"
તોય વળતું જાએ ઉંધું ચ-તુંરે-હાય હાયરે.
હવે આવોને આર્યો ભ્રાતા ભેટો ભ્રાતૃ ભાવેથી સાચા,
એક ઇશ તાતના સૌ બચ્ચારે,
થાય થાયરે સંપીનું રાજ્ય સુખદાઇ-હાય હાયરે.

૨૨

ગજલ.

સુણો ભારત નિવાસી જન, વિનય મારો ધરીને મન
ઉઠો નિદ્રા બુરી ત્યાગો, બહુ ઉંઘ્યા હવે જાગો.
નથી આવખ્ત સુવાનો સમય ચાલ્યો જતો માનો
આ મત મતાંતરમાં ખોવું પછી પડશે ઘણું રોવું,
આ મારી વાત સૌ માનો, દશા ભારત તણી જાણો
તે હા! હા! કરતી છે રોતી વ્યથા નિજ પ્રાણને ખોતી.
સુધારો રીતિ નીતિ ને વિદારો સૌ કુરીતિને
પરસ્પર દ્વેષને છોડો, મળો સૌથી ન મોં મોડો.
કપટ છળ ફૂટથી હો દૂર જે ફેલ્યાં સર્વમાં ભરપૂર

નિરૂદ્યમતા સકળ છાઇ કૃતિ કરવી શું આવ ભાઇ.
કરો કંઇ દેશનો ઉપકાર કે દુઃખ સાગરથી થઇએ પાર
જો મન આ વાતને લાવો હિતેષી જગ્તમાં કહાવો.
તમારૂં શુભ મનાવુંછું તમોને હિત સુંણાવુંછું
નહિતો ખાસડાં પડશે બીચારી હિંદ રડવડશે.

૨૩

ગજલ.

થયુ તમને શું હે ભાઇ, કહો કયાં બુદ્ધિ હારી છે
જે છે સૌ સૃષ્ટિનો કર્તા ન તેમાં રતિ તમારી છે.
બહિર્મુખ સ્વામીથી થઇને થયા જડ દ્રવ્યના સેવક
ગયા છો ભુલી કર્તાને એ વૃત્તિ કેવી ધારી છે.
બનો સૌ દાસ ભગવતના જે છે ફળ ચાર ના દાતા
બનાવ્યા સૂર્ય શશિ જેણે રચી આ સૃષ્ટિ સારીછે.
નથી કંઇ ઇન્દ્રિયો તેને નથી તે ઇન્દ્રિય ગોચર
ન તેને જન્મ કે મૃત્યુ તે અવ્યય નિર્વિકારી છે.
સમાન ન તેની છે કોઈ અધિકનો ભાવ તો કયાંથી?
પુરૂષ પરમાત્મા અક્ષય નિયંતા ન્યાયકારી છે.
બચો હિંસા થકી સમ્યક્ ન દ્યો દુઃખ દેહ ધારીને
બધા મતમાં જીવો હિંસા તણું તો પાપ ભારી છે.
ગયા કે શ્રાદ્ધ કરવાથી નહિ કંઇ હાથમાં આવે.
કરો જીવતાં તણી સેવા મારગ ધર્મોપકારી તે.
ગુણો ને કર્મથી વર્ણો નથી કોઇ જન્મથી ઉત્તમ.

કથા જાબાલી વ્યાસાદિક કેરી તમે વિસારી છે.
નથી તે બ્રહ્મથી અતિરિક્ત કોઇ યોગ્ય પૂજાને.
ભજે જે અન્ય દેવોને ગઈ તેની મતિ મારી રે.
કૃપા જેનીથી ઇન્દ્રાદિક થયા છે અગ્ર પદ ગામી.
મહારાણી સ્વત તનમનથી તે પ્રભુ કેરા ભિખારીછે.

**૨૪**

(તમારે આશરે હું આવી મને નાથ છોડી દેશો) એ તર્જ
અરે કયાં હિન્દ બુધ્ધિ ગુમાવી, જડહાય અવસ્થા આવી,
અભાવે ભાવ કયાંથી લાવી જો શું થયું તુજ ભાવી–અરેકયાં.
નાવકદી નવ કાગળ કેરૂં સાગર પાર ઉતારે,
નિરાકાર ચૈતન્ય બ્રહ્મની શક્તિ તે કેમ પથ્થર ધારે, ના તારે
વળી જ્ઞાન મુકિત ચહાવી–અરેકયાં.

૨૫

ઝુલણા છંદ.

જ્યાંસુધી હિંદમાં વેદ કર્મો હતાં ત્યાંસુધી સૌ હતી લ્હેર લીલા,
ત્યારથી દુઃખમાં ડુબવા માંડી તે જ્યારથી ફેલી સૌ પોપલીલા-
આશ્રમો ચારથી વીર્ય સૌ રક્ષતા આજ દુષ્કર્મછે ઠામ ઠામે,
પંચ યજ્ઞો મહા ઘેરે ઘેર થતા આજ પાખંડ છે ધામ ધામે-
પ્રાણ આયામ યોગે ઇશોપાસના પ્રકૃતિ પૂજનો પાઠ આજે,
ચાર વર્ણો હતા ગુણ કર્મો થકી આજ લાખો કુસંપે અછાજે-
પામતા સત્ય વિદ્યા ભણી અર્થને આજ સૌ પોપટો પેઠ ગોખે,

દેશ ભક્તિ હતી બાળથી વૃદ્ધમાં આજ ચોકે પડે સત્યમોકે-
જીવતા જીવનો વર્ષ સો ચારસો આજ છે રામ બોલો પચાસે,
ધાન્ય લક્ષ્મી બહુ ઠોકરે ઉડતાં આજ સૌ ઝંખતાં કોડી આશે-
સાર્વભૌમી હતો વાવટો ઉડતો આજ ગુલામી સૌની સ્વિકારે,
ચીન જાપાન ઇંગ્લંડ દેશો બીજા હાય હોંસે કરી પાટુ મારે-
મુખ કાળાં કહે બાયલા દેવીને ખડ્ગનો ભો હજુએ બતાવે,
જાગજો જાગજો ચેતજો ચેતજો આર્યબંધુ ધરી અંત હાવે-

૨૬

( ધીમાં ધીમાં ચાલો મારા પ્રાણુ રે) એ તર્જ.

માનો માનો વેદો કેરી વાણુરે-
ચાર આશ્રમ તમારા આ વિસરાઇ ગયા, તેથી દુખિયા થયા,
છો અજાણુરે-માનો માનો૦
બ્રહ્મ ચર્ય પાયો મૂળે જીવન ગૃહ આધાર,
પચ્ચીશ, છત્રીશ મધ્ય છે ઉડતાળીશ શ્રેષ્ઠ અપાર,
પછી સ્વેચ્છાથી કન્યાને પરણો તમે, સોળને વીશ
ચોવીશ અનુક્રમે,
એ બીજી ભુમીકા ગૃહસ્થાશ્રમે લ્યો સુલાણુરે-માનો મા૦
વાનપ્રસ્થ આશ્રમ ત્રીજે સુતને સોંપી સર્વ,
કાર્ય કરો પરમાર્થનાં વસી જંગલમાં મુકી ગર્વ,
પછી સન્યસ્થ ભુમીકા ચોથી ગ્રહો યોગસાધી પ્રભુ નામ
ચિ-તે લહો,
ને છેલ્લે તત્સચ્ચિદાનંદે રમો તો કલ્યાણુરે-માનો માનો૦

૨૭

( ઉડાવો નખરાંના ટકા હજાર એ તર્જ.)

ઉઠાવો વેદોનો ઝુંડો તમામ–ઉડાવો,
કાઢો ભારતનું નામ લુછો ભાલેથી ડામ,
છે આર્યોનું કામ ધારો દીલ હામ (૨)
છોડો સ્વાર્થીલા ડોળો દમામ–ઉઠાવો.
બ્રાહ્મણુ વિદ્વાન થાઓ ધારી સુવિદ્યા,
તમે ક્ષત્રીઓ ખુબ થાઓ શુરા,હાંતમે–
વેપાર વધારો વૈશ્ય શુદ્રને સુધારો કૈંક;
આવો એક થઇએ સ્વદેશ સુખ લઇએ,
વધે વિદ્યા દાદ (૨) થાય ભારત આ સ્વર્ગીયધામ-ઉઠાવો.

૨૮

(પીલે શરાબ મજેદાર મોરેયાર, પીલેશરાબ) એ તર્જ.

જાગો સવાર થયું આર્ય મજેદાર જાગો સવાર થયું આર્ય,
ત્યાગો અપાર ઉંઘ આર્ય હુશિયાર ત્યાગો અપાર ઉંઘ આર્ય.
શુદ્ધ બુદ્ધને હોંશમા લાવો, ઓં પ્રભુને આદિ ઉચારો,
થાઓ વૈદિક ધર્મ કર્મે તૈયાર–જાગો.
શૌચ સ્નાનથી ગાત્ર ખાળો, સત્ય ત્તથી મન સુધારો,
કરો બ્રહ્મયજ્ઞ સન્ધ્યા પ્રાણાયામ સાર–જાગો.
માત તાતને ચર્ણે નામો સાચી મૂર્તિ તેને માનો,
પિતૃયજ્ઞ તર્પણતે પૂજો પિતા માત–જાગો.
સુરૂજ ન વિદ્વાનને સેવો દેવયજ્ઞ તેને શુભ કેવો,

અતિથિ યજ્ઞ કરો સાધુ સતકાર–જાગો.
અગ્નિ હોત્રથી વાયુ સુધારો શુદ્ધ આત્મા જગ ઉપકારો,
બલિ વૈશ્વદેવ પંચ મહાયજ્ઞ સાર–જાગો.
સાચો આછે નિત્યધર્મ બીજાં માનો ફોક કર્મ,
છાંડો પ્રપંચ કરો સત્યનો ઉધ્ધાર–જાગો.

૨૯

(મજા દેતે હેં કયા યાર તોરે બાલ ઘુંઘરવાલે) એ તર્જ
ખરો વેદ આર્યનો ધર્મ બાકી માનો પોપ લીલાઓ–ખરો.
ષટ્ શાસ્ત્ર ન્યાય વેદાન્ત વૈશેશિક યોગ ને સાંખ્ય,
મિમાંસા કરનારાં નિર્ભ્રાન્ત બાકી ગપી અઢાર પુરાણો–ખરો.
ઉપવેદ અંગ ઉપાંગ નિઘંટુ નિરૂકત શતપય કાંડ,
અષ્ટાધ્યાઇવ્યાકરણ પૂર્ણ સંગ મહાભાષ્ય ભણોને ભણાવો-ખરો.
રૂપિ મુનિ પ્રણીત જે ગ્રન્થ તેને સાચા માનો સન્ત,
બીજાં કપોલ કલ્પિત તંત્ર જેણે ભારત વર્ષ બગાડયો–ખરો.
મુખ જપો ગાયત્રી મંત્ર વળી ઓં ખં શં બ્રહ્મ,
નહિ હ્રાં હ્રીં -હું બં બં જેણે દેશમાં બંબ વગાડયો–ખરો.

૩૦

તોરી છલબલ હે પ્યારી તોરી કલબલ હે ન્યારી-એ તર્જ
વેદ ઝળઝળતો સૂર્ય, હતો વાદળમાં દૂર
મહા વાયુ દયાનંદે પાડયો પ્રકાશ–વેદ,
છુપ્યું તારાનું નુર અંધ બનીયાં કુમુદ
પદ્મ હૃદયો સુ આર્યોનાં પામ્યાં વિકાશ–વેદ
જુવો જુવો ને ઘુડ શાને થાઓછો મૂઢ

અજમાવો નયનો ઉઘાડો રૂડી આશ,
ગમે અંગારૂં આંખ બુરાં કર્મોનો વાંક જરા અરધું તો ઝાંખ
રાખી ભાન સાન ધ્યાન બનોના હેવાન–વેદ

૩૧

(મોહી રહોછું મંદ હાસ્યમાં રસીલી તારાં) એ તર્જ.
ધર્મ ઢોલ વાગતે ધોવાય છે અરર હાય ધર્મ ઢોલ
વાગતે ધોવાય છે–ટેક૦
મુખ વદે વાણુવેદ ધર્મછે અમારો જાણે નહિ પુરાં
વેદનાંય નામો,
શબ્દ માત્ર ધર્મ ઉચ્ચરાયછે–અરર હાય૦
બ્રાહ્મણો કહે અમસર્વ થકી ઉંચા, કર્મકાંડ વર્તનમાં
શુદ્રથીય નીચા,
પંચ યજ્ઞ અધ્યયન મુકાય છે–અરર હાય૦
બ્રહ્મચર્ય આદિ ચાર આશ્રયો તજાયા ઢીંગલાને ઢીંગ-
લીનાં લગ્નનો મંડાયાં,
વ્યભીચાર આશ્રય સદાયછે–અરર હાય૦
સોમપાન બદલ ચા કાફીને પીવાએ અથવા પરનારી
તણા ઓષ્ટપાન થાએ,
મસ્ત થૈવા ભાંગતો ઘુંટાયછે–અરર હાય૦
હોમ હવન સાટામાં બીડીના ધુમાડા, ખારદ્વેષ ઇર્શાના
આંખમાં અંગારા,
ભટ્ટ બની ચુલાઓ ફુંકાયછે–અરર હાય૦
ગાયત્રી અર્થ તજી વેદ ભીખ મન્ત્રો હ્રાં હ્રં હું

શટ બંબ એ ગપોડી તન્ત્રો,
એક દોકડાની જય બોલાયછે—અરર હાય૦
કરગરતા એક પાઇ સારૂ શુદ્ર પાસે, કોઇના નખોદીઆ
હરામી માલ આશે,
રૂષિ મુનિ નામને બોલાયછે—અરર હાય૦
એક ટંક ધાનકાજ શ્વાન સમા દોડે, જુવાનોના દહાડાને
ખાય ગળે મ્હોડે,
પેટ કાજ શુદ્ધતા ભુલાયછે—અરર હાય૦
નાવા ધોવામાંજ પુણ્યને પીછાણે, નીતિ પવિત્રતા કે સ-
ત્યને ન જાણે,
આત્માનાં શૌચને ચુકાયછે—અરર હાય૦
વૈદિક ધર્મ કર્મનેજ માનો, બ્રાહ્મણો જુવો તમે સો
રૂષિસંતાનો,
અધર્મથી હરિ કોપ થાયછે—અરર હાય૦

૩૨

**(નાથ કેસે ગજકો બંધ છોડાયો) એ તર્જ.**

વિચારો સમય આ ભારતવાસી શાને ગુમાવો આ તક
ખાસી—વિચારો
પરમ કૃપા ઇશ્વરની તમપર વાણી વેદ પ્રકાશી,
બ્રહ્મા વ્યાસ મનુ જૈમિની સૌ હતા રૂષિયોગી અભ્યાસી—વિ૦
મહા મહા વિદ્વાન પરાક્રમી કરતા સર આકાશી,
વિદ્યાહીન થયા જે કાળથી બન્યા દાસ ને દાસી—વિચારો૦
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શુદ્ર ગુણ કર્મ વરણ વિલાસી,

બ્રહ્મચર્ય ને ગ્રહસ્થાશ્રમ વાનપ્રસ્થ સન્યાસી–વિચારો.
ધર્મ સનાતન વેદ ગ્રહોને છોડો મીથ્યા હાંસી,
પ્રાતઃકાલ ને સાયંકાલે યાદ કરો અવિનાશી– વિચારો.
યોગ મંત્રનો જાપ કરેથી છુટી જાય ચોરાશી,
મહારાણી શંકરને ભજવો સચ્ચિત આનંદ રાશિ–વિચારો.

૩૩

(રસ ભર્યું આ જોબન જાય રસીક રંગીલા વિના)એ તર્જ.
દુઃખ ભરી તું ભારત થાત દયાનંદ સ્વામી (૨) વિના,
સુખ ભર્યું ના હોત પ્રભાત જ્ઞાની સ્વામીજી (૨) વિના,
વૈદિક બાગ ખીલી રહ્યા પુષ્પો જ્યાં શુભ કર્મ,
આર્ય મધુકર ગું જતા મ્હેકે ધર્મ સુગંધ,
પુણ્ય વાયુ 'નમસ્તે' વાય ગુણોને થાય યોગી સ્વામીજી(૨)તણા-દુ.

૩૪

રાગણી. પ્રભાત.

એવા પક્ષ પડયા ભારતમાં નવ નવ પંથ ચલાવે છે–એ ટેક.
કોઇ કહે છઇએ દશનામી આદિથી ચાલ્યું આવેછે,
રામાનુજી વૈષ્ણવ કોઇ કોઇ સંપ્રદાઇ કે, છે–એવા૦
દાદુપંથી કબીર પંથી નાનક પંથી કહાવેછે,
જૈન પુરાણી કુરાની કીરાની ઇધર ઉધર ભરમાવે છે-એ.
શૈવી શાક્તિ કુંડાપંથી કોઇતો કાન ફડાવેછે,
કોઇ ગોદડીઆ કોઇ સુદડીયા મુંડજટા કઇ રાખેછે–એ.
રામ સનેહી ચરણુ દાસ કોઇ માળા તીલક લગાવેછે,
મહારાણી આ ઠગ લીલામાં ભોળાં જન ભરમાએછે–એ.

૩૫

( રાગ કાફી )

ફકીરનો પંથ ન જાણ્યો થયા મુંડ મુંડાવી ફકીર,.
ગેરૂમાં વસ્ત્ર રંગાવે કોઈ ભાલ ત્રિપુંડ લકીર.
રૂદ્રાક્ષ કે કંઠી બહુ ઘાલી હૃદય કપટની પીર,
કોઈ દંડ કમંડલ કર લ્યે ભસ્મ લગાવી શરીર,
ભાંગ પીએ ને ચરસ ઉડાવે કરે બહુ તકરીર,
ઇદર ઉદરથી ચેલા મુંડે કરે એકઠી ભીડ,
આપ બાબાજી મહુન્ત બને છે હૃદયે પાળી તીર,
કોઇ કહે હું છું સન્યાસી કોઈ કહે કે ફકીર,
હાય હિંદમાં સૌ ઠગ લીલા તાણે સ્રીના ચીર.

૩૬

## દેશ દુર્દશાનું કારણ.

આશા ગોડી. રાગણી.

મહાભારત કેરી લડાઇ, અરે થઇ ઘાતકી દુષ્ટ કસાઇ.
ભિષ્મ દ્રોણ આદિ વિદ્વાનો રૂષિ મુનિ ગયા મરાઇ,
જયદ્રથ કર્ણ અભિમન્યુ સૌ યોદ્ધા ગયા તણાઈ–અરે મહા.
ત્યારથી વેદ રવિ નભ છુટયો તિમિર અવિદ્યા છાઇ,
શાસ્ત્ર કળા કૌશલ્ય બુદ્ધિ બળ ગયાં સમુળાં હણાઈ–અરે મહા.
સંસ્કૃત વૈદિક જ્ઞાન વિનાશ્યું આળસ ઉંઘ છવાઇ,
ફુટા ફુટ થઈ ગઈ સૌ વચ્ચે કુસંપ કલેશ તવાઇ–અરે મહા.

હરિગીત.

આળસ મહીં ઝઘડા કર્યા પક્ષો ચલાવ્યા જુજવા,
વૃતિ હરામી સાધવા પંથો બનાવ્યા નવનવા,
પ્રસર્યો પ્રથમમાં વામ મારગ ભ્રષ્ટ નરનારી થયાં
વ્યભીચારી શરમ તજી બન્યાં વળી મદ્ય માંસ અહાર ત્યાં.
અરે મહાભારત.

દોહરા.

તેજ સમયમાં થઇ ગયા શૈવી શાક્તિક માર્ગ,
ગુપ્તેન્દ્રિય પૂજન કરે હડહડતા વ્યભિચાર,
રાવણ સાયણ ઉલટ થ્યા વેદ ટીકા કરનાર,
વેદ ભાષ્યમાં ઠોકીઆં મદ્ય માંસ વ્યભિચાર–અરે મહા.

હરિગીત.

**गणा नां त्वा** મન્ત્રનું જે ભાષ્ય મહિધરથી થયું,
"ઘોડા તથા સ્ત્રીનો પરસ્પર ભોગ કરવાનું" લખ્યું,
જાણ્યા નહિ રૂષિ કથિત અર્થો મદ્ય માંસ લખી દીધાં,
ગોમેધમાં ગૌ બળદ મારી યજ્ઞમાં હોમી દીધાં–અરે મહા.
અશ્વમેધ યજ્ઞોની માંહી ઘોડા કતલો કરાવી,
નૃપજ્ઞે નરનારી બાળક તે પર પડી તવાઇ–અરે મહા.

હરિગીત.

કરીને અનર્થો વેદના બહુ ગજબ મહિધરથી થયો,
ખડગો પશુપર ચલાવ્યાં બહુ દયા હીણો તે બન્યો,
અફસોસ તેના દૃષ્ટ છાંટા હિન્દમાં ઉડી રહ્યા,
ચાલે ખુનોની નીક જ્યાં ત્યાં દુર્દશામાં સૌ સહ્યા–અરે મહા.

દોહરા.

વામ માર્ગ છાયો ઘણો ભારતમાં ઘમઘોર,
મદ્ય માંસ વ્યભિચારનો ચાલ્યો શોર બકોર,
એવી દશામાં આવીઆ મુનિ મહાત્મા બુદ્ધ,
દીધો બહુ ઉપદેશ ત્યાં ધર્મ અહિંસા શુદ્ધ—અરે મહા.
ઉઠયો મહા ઝઘડો બે પક્ષે સાચી વાત જીતાઇ,
શાસ્ત્રાર્થોમાં વામ માર્ગીને બુદ્ધે દીધા હરાવી—અરે મહા.

હરિગીત.

ભાખ્યો મહિધર આદિ વામી બુદ્ધ પાસે લાવીઆ,
છે મદ્ય માંસની છુટ વેદે વેદ ગ્રન્થ ઇશે રચ્યા,
સુણી શબ્દ વામી લોકના કે' બુદ્ધ વેદ ગણું નહિ,
પ્રભુ ક્રૂર એવો હોય તો હું ઇશનેય ગણું નહિ—અરે મહા.
સમજ્યાવિણ મુનિ બુધ્ધના શબ્દો ચાલી નાસ્તકતાઇ-અરે મહા.

દોહરા.

બૌધ્ધ પંથ ઉભો થયો નાસ્તિક બનિયા લોક,
વેદ અને ઈશ્વર તજ્યા કેવા કરીએ શોક,
એમાંથી ચાલ્યો નવો માર્ગ વળી ચારવાક,
જૈન આદિ નાસ્તિક તે બૌધ્ધો કેરી શાખ—અરે મહા.
શંકર સ્વામી ત્યાં પછી આવ્યા જોઈને નાસ્તકતાઈ,
પ્રભુ વિના આ જડ સૃષ્ટિ તે કેમ ગઇ સુ રચાઇ,
બૌધ્ધો બોલ્યા શંકરને કે 'ઇશ્વર આપ બતાવી"
શંકર કેરાં પ્રમાણ દલીલે બૌધ્ધ ગયા સૌ હારી,
ઇશ્વર બોલે ઘટઘટમાંથી બીજું કોઇ ન કાંઇ—અરે મહા.

હરિગીત.

જીવ બ્રહ્મ કેરી એકતા શંકર બતાવીને ગયો,
તેના બધા શિષ્યો મળી અદ્વૈત મત ફેલાવીઓ
કોઇ નવીન વેદાન્તી બન્યા કોઇ ચરનદાસી બહુ વિધે,
ઉદાસી પાન પદાસી સૌ તે અવિશ્વાસી પ્રભુ વિષે-અરે મહા.

ગઝલ.

કહાવે બ્રહ્મ પોતાને પ્રભુની ભક્તિ ના જાણે,
ધરમ સત્કર્મને ત્યાગે જૂઠો સંસારને ભાખે,
થયા ઇસૂ મસીહ ત્યાં તો ઈસાઈ મત ફેલાવવા,
ફસાવ્યા લાખને ફંદે કરમ ધર્મોથી છોડાવ્યા-અરે મહા.

દોહરા.

મત ચાલ્યા ત્યાં સેંકડો ઝન્દાવસ્થા જબુર,
કોઇ કહે ઇંજીલ છે ખરૂં ખુદાનું નુર.
છેલ્લે પાછળ એક થયો સૌથી મહા કલામ,
નાજીલ થયો કુરાનમાં દીન મજહબ ઇસલામ-અરે મહા.
અરબે મહુમદ સાહેબ આવ્યા નવ રીત તેણે ચલાવી,
કહ્યું વ્રથા છે ત્વચા ઇન્દ્રીયે સુન્નત તેથી કરાવી-અરે મહા.
ઇશ્વરની મહા ભૂલ કહાડી રીત એવી બતલાવી,
મુસલમાન જે માને તે છે કાફર હિન્દુ બાકી-અરે મહા.

હરિગીત.

આવી રીતે પક્ષો હજારો જ્યાં જુવો. ત્યાં ના મણા,
ગુંસાઈ વલ્લભી કબીર નાનક દાદુ રામાનુજ ઘણા,
વિદ્યા ગઈ સંસ્કૃત વૈદિક ધર્મ કર્મ ભુલી ગયાં,
કંકાશ કલેશ કુસંપ આળસ સ્વાર્થ હિન્દુમાં રહ્યાં-અરે મહા.

ગજલ.

થયો ચોમેર હાહાકાર થયો નહિ વેદનો પરચાર,
બન્યા ખ્રીસ્તી ઈસાઇ અપાર ચડાવી વેદ ઉપર ગાળ,
થઇ પ્રભુ મ્હેર ત્યાં નિરધાર મહર્ષિ જન્મ કાઠીયાવાડ,
મોરબી શહેરની મોઝાર નામે મૂળશંકર સાર–અરે મહા.

હરિગીત

પ્રથમે તજ્યાં ઘરબાર સૌ વિદ્યા ભણ્યા ચિત લાવીને,
પાછી વેદ શાસ્ત્રોને પઢયા અત્યંત દુઃખ ઉઠાવીને,
બહુ યોગીઓથી યોગ શીખ્યા ગુફા કંદર આવીને,
ધર્મે પ્રતિજ્ઞા કરી પછી "મરૂં હિંદ દુઃખ ઉઠાવીને"
ઝુંડો ઉઠાવ્યો ધર્મનો સયેદનો આશ્રય લઇ,
મતવાદીઓને નીચે પાડયા તર્ક વેદ પ્રમાણ દઇ,
અધર્મ કેરી જડ ઉખેડી કોઈ સન્મુખ ના પડ્યા,
વિદ્યા તણા ભંડાર કાશી પોપટોથી જઈ ચડ્યા,

ચોપાઇ

વેદ ભાષ્ય કરી ધરીઉં સત્ય હઠી જાળ પાખંડ અસત્ય,
વેદ વિહિત શિક્ષા શુભ દીધ સાચી પ્રથા આર્યોએ લીધ
નામ દયાનંદ સ્વામી તેનું ભારતનો સુખ દાઇ,
વેદ ધર્મનો ડંકો માર્યો ધન્ય ધન્ય રૂષિ રાઇ-અરે મહા ભારત.

૩૭

(નામ જપીલેતું પ્રાણ નારાયણ નામ જપીલે, એ તર્જ.

સુણજો આ ઝઘડોરે સમાજી સનાતની કેરો,
કરજો નીવેડારે સમાજી સનાતની કેરો,

વેદ અમારો ધર્મ છે વૈદિક કર્મો સાર,
અવર પ્રપંચો સ્વાર્થના, જેનો કરીએ અમે ઇનકાર,
સમાજીનો સત્ય ઉમેરો—સુણજો૦
ઇશ્વરની મૂર્તિ મહીં કાંઇ ન તમને ભાવ,
વેદ વેદ શાને કુટો તમે નાસ્તિક બનીયા સાવ,
કોપ્યો સનાતનીનો ચ્હેરો—સુણજો૦
શુદ્ધ બુદ્ધ ચૈતન્યમાં જુનો ભાવ ન થાય,
"**न तस्य प्रतिमा अस्ति**" તે યજુર્વેદનુ વાકય વિખ્યાત,
સમાજીએ માર્યો ત્યાં સેરો—સુણનો૦
નિરાકાર પરબ્રહ્મથી જગત બન્યું સાકાર,
તો પછી પ્રતિમા મૂર્તિને જાણો ઇશ્વર અંશ સાક્ષાત,.
દીધો સનાતનીએ ઘેરો—સુણજો૦
નિમિત્ત કારણ જગતનું માત્ર બ્રહ્મ નિરધાર,
ઉપાદાન કારણ મૂળે જડ પ્રકૃતિ પરમાણુ સાર,
અભાવે ન ભાવકો કેરો—સુણજો૦
ચડતાં ચડતાં પગથીએ સીડીપર પ્હોંચાય,
મૂર્તિ પહેલું પગથીઉં એમ અધર નવ કુદાય,
દીધો સનાતનીએ ધકેલો—સુણજો૦
બ્રહ્મચર્ય યમ નિયમને સન્ધ્યા પ્રાણાયામ,
પંચયજ્ઞ વેદાધ્યયન તે સૌ સાચાં પગથીઆનાં નામ,
સમાજી થયો ઝટ વ્હેલો—સુણજો૦
મનમાં એમ ઠસે નહિ નિરાકારનું ધ્યાન,

મૂર્તિ સાધન પ્રથમમાં લેવા અંતરમાં ભગવાન,
જવાબ સનાતની કેરો–સુણજો૦
નિરાકારનાં સાધનો નિરાકાર લેવાય,
પ્રાણચિત્ત વૃત્તિરૂંધી ઓમ ઓમ પ્રણવને જપાય,
સમાજીએ કહી શુભ પેરો–સુણજો૦
મારી તમાચો મુખપરે લાલ બનાવી ગાલ,
સનાતની બબડી ઉઠયો તમે કોણ થયા આજકાલ,
મોટેરાનો પંથ અમારો–સુણજો૦
પ્રવાહ ગાડરીઆ સમો હિન્દ તણો વહેવાર,
ખારા કુપનાં જળપાએ એવી અંધપર પરા ચાલ,
સમાજીના સત્ય વિચારો-સુણજો૦

૩૮

(હરિ ભજન વિના દુઃખ દરિયા સંસારનો પાર ન આવે)
એ તર્જ.

કહુંછું સંવાદ વેદાન્તી ને સમાજી કેરો ભાઈ,
થઇ કોની હાર સમજી જાજો સ્પષ્ટ પણે હેન્યાયી-કહુંછું.
વેદાન્તી કહે **अहं ब्रह्म** ભણું જીવ બ્રહ્મ વિષે ન જુદાઇ ગણું,
ઇશ્વર મૂળ કારણ સર્વ તણું જેમાંથી આ જીવ જગતને
માયા રહી પથરાઇ-
છે ઇશ્વર વ્યાપક એકરસે વળી અખંડ શુદ્ધ બુદ્ધ મુક્ત દીસે,
કહો તેનું તે ખંડન કેમ થશે નિર્વિકારી બ્રહ્મ વિકાર ભેદ
ન તેમાં બોલ્યો સમાજી-

વેદાન્તી વદે નવ ભેદ કશો માયાથી દીસે ભ્રમ આ સઘળો.
સંસાર બ્રહ્મ મય માનું બધો અજ્ઞાન થકી વીપરીત ભાન
જણાઇ રહ્યું છે આહીં-
પુછે સમાજી માયા કયાંથી એ? ફરી જાળ મહીં ભ્રમ
કોને છે?
શું માયા અવિદ્યા ઇશ્વરને? જે જ્ઞાન સ્વરૂપ; ઇચ્છા દ્વેષ
પ્રયત્ન દુઃખો જીવ માંહીં-
વેદાન્તી કથે માયા ન જુદી સૌ પ્રપંચ જાણો બાહ્ય થકી,
અજ્ઞાનથી ભ્રમણા જીવ મહીં પ્રકૃતિ આધીન શરીર ધારી
જયારે બાકી ન કાંઇ-
જીવ બ્રહ્મજ તોપછી ભ્રમ કેવો? અજ્ઞાનનું કારણ શું ટેવો?
પ્રભુને શું પ્રપંચી ઠરાવી દીયો? કરનારો કોણ અનુભવ
સુખદુઃખ કેરો પુછેસમાજી-
સુખ દુઃખ પ્રપંચ અવિદ્યા સૌ મૃગજળ માફક દેખાઈ રહ્યું
નથી કાંઇ મૂળે એમાંનું કશું કહે વેદાન્તી સ્વપ્નાવત આ
દુનિયાં મિથ્યા ભાઇ-
નહિ સત્ય થકી મિથ્યા સંભવનવે આવે સ્વપ્ન વિના અનુભવ
'શું ઇશ્વર દેખે મૃગજળ ભવ? જીવ પ્રકૃતિ બ્રહ્મ ત્રણે
અનાદિશાસ્ત્રો માને સમાજી-
ષટશાસ્ત્ર મહીં વેદાન્ત ખરૂં સૌ જુઠાં પાંચ નકકી ઉચરૂં

મુગવેદ પ્રમાણે સત્ય ધરૂં. "अहं ब्रह्मास्मि, तत्त्वमसि" બોલ્યો
વેદાન્તી ત્યાંહીં
'द्वा सुपर्णा सयुजा सखाया" ને 'तयोरन्यां पिप्पलं स्वाद्वत्ति'એ
શું વેદનાં વાકયો જૂઠાં છે? પ્રકૃતિ વૃક્ષે જીવ બ્રહ્મ બે પક્ષી
અનાદિ સમાજી—

૩૯

## જ્ઞાન, ઉપદેશ, વૈરાગ્ય.

[ સમયાનુસાર. રાગ. ]

આ નગરીના નૌ દરવાજા દશમું તેમાં ગુપ્ત દ્વાર,
તેની અંદર છે અતિ સુંદર અંતઃકરણનાં ચાર બજાર—
પહેલું મન છે બીજી બુદ્ધિ ત્રીજું ચિત્ત ચોથો અહંકાર,
મનને ત્રાજવે સોદા તોળે જેના જેને છે દરકાર—
બુદ્ધિથી કરો માલ પરીક્ષા આ સારૂં કે આ છે અસાર,
ચિત્તથી અંદર સમજી જુવો આ ઉપકાર કે આ ઉપકાર—
દશ ઇન્દ્રી તેમાં સોદાગર કરે સદાએ વણુજ વેપાર,
આ વસ્તીમાં કામં ક્રોધાદિ માલની ગાંડડી ઉચકનાર—
વિકટ ખેપ આ બચાવો ભાઈ રહીને તેમાં બહુ હુશિયાર,
નહિતો લાખ ચોરાશી ફેરા દુઃખ તણો નહિ રે'શે પાર—

૪૦

[ ખમાચ. રાગણી ]

કરણીના ઢંગ નિરાળા છે કરણીના ઢંગ નિરાળા છે—
કોઇદિગંબર કોઇ પીતાંબર પહેરે શાલ દુશાલા રે,
કોઇ ભુપતિ કોઈ સેનાપતિ કોઇ ગાડરના ગ્વાલા રે—

કોઇ અંધ કોઇ લુલાં લંગડા કોઇ ગોરા કોઇ કાળાછે,
કોઇ ભુખ્યા તરશ્યા વ્યાકુળછે કોઇ મદપી મતવાળાછે-
કોઈ ગંજેડી ભંગી ચરસી કોઈ પીએ પ્રેમ પ્યાલારે,
જ્યાં સુંધી ફરે ન મનના મણુકા શું થયું તસ્બીર માલાએ-

૪૧

[ દીનાનાથ દયાળ દામોદર દરશનથી સુખ આપેછે] એ તર્જ
આ કાયાની રેલ રેલથી અજબ નીરાળી છે-
મનનું ઈંજીન બુદ્ધિ ડ્રાઈવર કળો નસોનું બંધન જેપર,
લોહીનું જળ ને વીર્ય અગ્નિ મળી બાફ નીકાલી છે-આકાયાની.
ઇન્દ્રીયોનું રચીઉં સ્ટેશન અંતઃકરણનું બન્યું જંકશન,
સમ સંતોષ વિરાગ જ્ઞાનની લાઈન નીકાળી છે-આકાયાની.
ઘંટી વિવેક શ્વાસની સીટી નાડી તાર ધ્વનિ લાગે ધીમી,
જીવછે સેકન્ડ ગાર્ડ સર્વ સંચા રખવાળી છે-આ કાયાની.
ઉત્તમ મધ્યમ આદિ, અધમ તન મેલ પેસેંજર લોકલમાં,
વટાવી કર્મ ટીકીટ ધર્મની ખેપ નીકાળી છે-આકાયાની.
કામ ક્રોધ મદ લોભ મજૂરો દાવ પેચમાં બહુ શુરવીરો,
ધર્મ અર્થ ધન કામ મોક્ષની લુટ ચલાવી છે-આકાયાની
ગાર્ડ તે પ્રભુ ટીકીટ કલેકટર યોગધ્યાનની સુલાઇન કલીઅર,
સેકન્ડ ગાર્ડ ગાડીમાં ગાર્ડથી મળતો ખાલી છે-આકાયાની.
માત પિતા સુત આદિ આવે સ્વાથ મોહના શબ્દ સુણાવે,
માયા સીગ્નલ પડે ત્યાંજ બસ ગાડી ઉભાડી છે-આકાયાની.
જીવ ગાર્ડ કે નરહે ડ્રાઇવર ખાલી પડે ઇંજીન મારગપર,
હલી ચલી નહિ શકે શોકની પ્રથા પ્રણાલી છે-આકાયાની

૪૨

[ જંજાળી જીવડા ઝાંઝવા દેખી શું રાચે ] એ તર્જ.

સંસારી વગડે જીવડો મુસાફર જાએ,
રંજાડી તનડે વાહને બેસી સિધાવે
અનાડી મનડું સારથી સંગાથ થાએ-સંસારી.
દેખી આશા ઝાંઝવાં ઇન્દ્રી ઘોડા ધાય,
લગામ બુદ્ધિ ગઇ છુટી મનમુઢ ગોથાં ખાયરે,
નિગ્રહતા ચાબુક પકડે આધીન થાએ-સંસારી.
ઇચ્છા તૃષ્ણા કોતરે કામ ક્રોધ વરૂ વાઘ,
લોભ મોહ તસ્કર મળે રાગદ્વેષ બહુ નાગરે,
શમદમ ધૃતિખડગે શત્રુઓ સર્વે જીતાએ-સંસારી.
મદ મત્સરને ટેકરે છાઇ માયા જાળ,
અજ્ઞાની અંધારડે ઝાલે રાક્ષસ કાળરે,
હરિનામ શરણથી ભય શોક દુઃખ કપાએ-સંસારી

૪૩

(મારૂ રાગણી).

કોણ આપણે ક્યાં થકી આવ્યા ક્યાં છઈએ ને પછી
ક્યાં જવાના,
કરીએ શું શું કરી આવ્યા વળી આખર શું કરવાના-
શું શોધ્યું શું શોધવું શોધી રહ્યા શું આજ,
સત્ય કોણ શાથી સરે શેમાં સઘળો સાર,
કોણ આપણું ક્યાં સુધી કોણ સદા સંગાથ,
એ સૌ ઉંડા તત્વનો કરવો દીર્ઘ વિચાર,
કેવી રીતે ને શું લઇ આવ્યા છેલ્લે કેમ તેથી છુટવાના-કો.

૪૪
(રાગણી ભેરવી)

જીવ જાણ જગત જંજાળી કલી કાળની જાળ કરાળી રે-જીવ૦
પકડાવી પાડે ફણીધરને મોરલી નાદ મદારી,
માયાનાદ તને લલચાવે રખે ન જાતો વિસારી રે-જીવ૦
ચચડાવી બાળેજ પતંગને દીપક જયોત નઠારી,
વિષયની જવાળા તુજને ખેંચે જો ન શુભ તે ધારીરે-જી.
રખડાવી મારેછે મૃગને મૃગજળ આશા અકારી,
ઇચ્છા તૃષ્ણા તુજને મારે ગણીશમાં તે સારીરે-જીવ૦
જકડાવી ઝાલે છે વચમાં મોતની ડાચી કાળી,
મહારાણી શંકરને ભજી લે તો બચવાની બારીરે-જીવ૦

૪૫
(ભેરવી)

જુવે છે કરડી આંખે કાળ—
ગુપ્ત રહીને પાથરી બેઠો ભવસાગર પર જાળ,
માટે ક્ષણીક સુખથી લલચાતાં મનને પાછું વાળ-જુવેછે૦
મૃગ જળ દેખી જેમ ભ્રમેછે હરણા મારતાં ફાળ,
અંતે હાય અરે મરવાનાં માટે ગમાર વિચાર-જુવેછે૦
સહેજે ભવસાગરને તરવા પુણ્ય તણી કર નાવ,
જેથી મહારાણી અચ્યુત પદ દૂર ન રહે લગાર-જુવેછે૦

૪૬
(રાગ માલકોષ-ન જોઇ પ્રતિરૂપ ગુણ ધનને) એ તર્જ
કામગણે ન ધનિક રંકનૃપતિ જેમહણે સીંહઅજ મૃગ હસ્તી,
માટે પ્રેમથી કર પ્રભુ ભકિત-કાળ.

સૂર્ય ચન્દ્ર ઇન્દ્રાદિ ગ્રહોને પણ નહિ છોડે તે નિજ કરથી,
રાવણ રામ કૃષ્ણ અર્જુનને ખાઇ ગઇ તેની મહાશકિત-કાળ
જાયાં તે નકકી જાવાનાં વૃક્ષ નદી ગીરિ સાગર પૃથ્વી,
ખોટી માયા આ અવનીની એક પલકમાં થઇ જાશે હુતી-કાળ
રૂણ સંબંધે આવ્યાં સૃષ્ટિમાં તે ભરી પાછું જાવું મરી,
શ્રેય કરી લે જીવન કેરૂં નહિતો કર્મની ન્યારી ગતિ-કાળ.

૪૭

(ઠુમરી.)

બાજી ગરની રચના જેવી સમય રમત રમનારો રે-બાજી.
બળ અબળ એ સમયની રચના સમય નરતે સાચોરે-બા.
સમયે રામે રાક્ષસ હણીઆ થતાં સમય ફરનારો રે,
સીતાને રાવણ હરી ચાલ્યો ગર્વ અતિ ધરનારો રે,-બાજી.
યુદ્ધ કરાવ્યું મહાભારતનું કંસ સંગ લડનારો રે,
સમયે હણાયો ભીલને હાથે કૃષ્ણ મહાબળ વાળોરે-બાજી.
પાંડવ સેન્ય સંહાર્યું અર્જુન ગાંડીવનો ધરનારોરે,
સમયે લુટાયો તસ્કર હાથે સમય પંથ છે ન્યારોરે-બાજી.
સમયે પૃથુરાજે શા કીધા ઘોરીના સંસ્કારોરે,
તે ઘોરીએ પ્રથુને બાંધ્યો થતાં સમય પડનારોરે-બાજી.
પ્રતાપી રાણો દ્રનો સાથે લડયો સજી તલવારોરે,
સંતાયો તે યવનો ભયથી થતાં સમય ખડનારોરે-બાજી.
પ્રણિ મતથી અંગ્રેજે જોયો હિન્દુસ્થાન કીનારોરે;
સાર્વભૌમ થઇ તખ્ત બેઠા થતાં સમય ચમકારો રે-બાજી.
સમયે હાકમી સમયે ચાકરી સમય સમયનો વારોરે,
સમયે મહેલ મેડીમાં વસતો ઝુંપડીનો વસનારોરે-બાજી.

સમય સમયનો હેરફેરો સમય સમય પલકારોરે,
સમય સદાનો જન સમજે તો કદી નહિ પડનારોરે-બાજી.

૪૮

(કાલીંગડો. પતા નવ લગા મચ્છંદરકા) એ તર્જ.
મહા ભવસાગર આભારી તણાતી જાય કાય તારી મહા ભવ.

તન નૌકા ને ક્રોધ કામાદિ પવને લીધું ઘેરી,
હાથ પડયા છે ભોંયે તારા થયો બુદ્ધિનો વેરી,
નથી બચવાની હવે બારી. મહા ભવ.

સંત પુરૂષનિ શુદ્ધ શીખામણ તુજને લાગી ખારી,
ખાધો નહિ તેં કદી આચકો પરસ્ત્રી કહેતાં પ્યારી,
નારી ધન સુખ સીમા ધારી. મહા ભાવ.
શ્રી હરીનું તેં તુજ હૃદયેથી નામજ દીધું વિસારી,
હવે તૃષા સમયે શું મારે ફાંફાં શોધવા વારિ,
હવે ભજ પરમેશ્વર સુખકારી. મહા ભવ.

૪૯

(પ્રાણીઆ ભજી લેને કીરતાર) એ તર્જ

પાપીઆ પાખંડને પુજનાર તારો બુડયો બધો અવતાર,
નાહ્યો ધોયો તું સાબુ ચોળી ને લુછયો લઇ ટુવાલ,
મનના મેલને લુછ્યો નહિ તેતો ડુબ્યું નરકને બાલરે. પાપી.
ધોતી પીતાંબર ઉજળાં પહેર્યાં ઓર્યા અરીસે વાળ,
દર્પણમાં તો લાગે તું ઠાવકો પ્રાણીઓ તારો ચંડાળરે. પાપી.
ચન્દનના લેપડા કીધા શરીરે ટીલાં લગાવ્યાં કપાળ,

ગારા કાદવમાં હૃદય સડે છે તેની લીધી ન સંભાળરે. પાપી.
સોનાં રૂપાનાં આસને ઉંચે બેઠો કરીને કમાલ,
અંતઃકરણ ક્યાં ખાડે પડ્યું છે તેની ન લેતો સંભાળરે. પાપી.
ઘીના દીવા તેં સામે સળગાવ્યા પાડવા મુખ અંજવાળ,
અંધાની માફક ભટકતા જીવનો ટાળ્યો નહિ અંધકારરે. પાપી
નાક પકડીને સંધ્યા કરે તું આડંબરેથી અપાર,
ચિત્તમાં ચીંતવન ઓં ને બદલે રાંડ વેશ્યાનું દારરે. પાપી.
હાથ ઘાલીને ગૌ મુખીમાં ફેરવે દંભે માળ,
ગાયત્રી કેરા પ્રણવની સાટે ચાલે વિષય વિચાર રે પાપી આ.
મોટો ગણાવા વેદો પઢાવે પોપટીઆની પાસ,
ઇશ્વર જ્ઞાનને બટ્ટો લગાડે કર્મો તારાં કંગાળ રે—પાપી આ.
લુખી કીર્તિના ખોટા લોભે તું દાના તણો ડોળ ઘાલ,
એમ નહિ થાએ તુજ પાપ કેરાં પ્રાયશ્ચિતો દુષ્કારરે—પાપીઆ.
ચાલે ચડીને આંખડી ઉપર ઓઢીને સાલ દુશાલ,
સીંહનું ચામડું ગધો ધરે તોય રે છે તે મૂઢ ગમારરે—પાપીઆ.
મોટો બધાથી માને પોથાને આપ વખાણ બહુ ગાય,
સગાં સંબંધી ગુરૂજન સૌને દેતો નથી આવકાર રે—પાપીઆ.

પાપો પોતાનાં ભુંડા છુપાવા કરે પ્રપંચો હજાર,
તેમ છતાં પણ પડઘો ફુટે અંતર બળતી જવાળ રે—પાપીઆ.
દુનિયાં બધીને દંભે ઉડાડે મનાવે તુજને સાર.
ઇશ્વર તુજને ઓળખે ભુંડા લેશે તારો તે કાળ રે—પાપીઆ.
માટે હવે વાટ વસમી વિચારી સાચાંનો કર સ્વિકાર,
આગ્ર તેમ પાંપળાં સર્વે તજીદે મહારાણીશંકર ધારરે—પાપીઆ,

૫૦

( નવી તર્જ. માટે )

મદમાં ફુલાઇ માંકડા અભિમાન તું શાને ધરે,
અથાગ જળ સમુદ્રમાં છો ટીપું તું નિશ્ચે ખરે–મદમાં.
ખુબ ખાઇ બકરો થયો રાતો ખાટકી દ્વાર,
તે જાણે ધણી માહરો પણ ખાશે છરી કેરી ધાર રે,
તેમ કાળ કસાઇ છે કારમો રહ્યા ટાંપી સહુપર કયારનો
માટે ધરે અભિમાન મૂરખ ગાંઠડો નહિ લે અરે-મદમાં-
જેમ માટીનું પુતળું ચાળા કરે અપાર,
ખુબી નહિ માટી તણી પણ ચાંપતણો વહેવાર રે,
તેમ જીવ દીવો કળ દેહમાં ઠરી જાતાં ચડે તન ચેહમાં,
માટે મુકી દે મમત્વ મનથી જેથી તન તરૂલી ન રહે-મદમા.

૫૧

[ રાગણી, સાહેણી ].

મેલીદે મમત્વ હે જીવ જાવું છે કાલે મરી,
હાય યૌવન પલવિષે ખરે ધૂળમાં જાશેભળી–મેલીદે.
વિત્ત ધામ ધરા પ્રજા નહિ સાથ આવે તાહરી,
મુળબંધનનાં બધાં તે માનજે નક્કી કરી–મેલીદે.
સદા રહે છે પાસ તારી ક્રોધ કામ છુપા અરિ,
જીતીશ જોતું તેમને તો જઇશ આ દુનિયાં તરી-મેલીદે.
છોડી ક્ષણિક સુખ આ જગતનાં ચાખીજો અમૃતજરી,
સુખ અવિચળ પામવું તો ભાવથી ભજીલે હરી-મેલીદે

૫૨

( રાગણી હોરી ].

નથી મન કોઇ સગું અહીં તારૂં
દુનિયાં સ્વાર્થ ભરેલી દીસે પ્રપંચ જયાં ત્યાં ભાળું
પણ માયામાં તું લપટાઈ કેમ કરે મારૂં મારૂં,
જુઠું છે આ જગ જાણું-નથી મન.
માંડ મળ્યું છે મથતાં મૂરખ મનુષ્ય તન આ સારૂં,
જો તેનું નવ જતન કર્યું તો માનજે હીરો હાર્યું
બુડયું ભવસાગર ખારૂં. નથી મન.
માતપિતા દારા પુત્રાદિક બંધન મૂળ વિચારૂં
પરીચય પણ પોતાનો ખોટો આંખ વિચાએ અકારૂં,
ખરૂં સ્નેહી પુણ્ય થનારૂં. નથી મન.
આત્મજ્ઞાનથી જો અવલોકી દઇ ઇન્દ્રીયને તાણું,
શમ દમ કુંચી રાખ સાથમાં કર હરિનામજ પ્યારૂં,
હું તો એ બ્રહ્મ ઉચારૂં. નથી મન.

૫૩

( રાગ ભૈરવ )

મન કેમ રહ્યું તું છુપી અરે.
કામ ક્રોધ મદ મોહ લોભ તુજ પર આવીને ચડાઇ કરે. મન.
શમ દમ સાથ સલાહ કરીને શાન્તિ અસ્ત્ર તુજ હસ્ત ધરે,
પછી અધિપતિ તુજ સૈન્ય તણો સંતોષ પ્રબળ થાશેજ ખરે. મન.
ક્ષમા દયા તે તુજ રથ કેરા અશ્વ બનાવી હવે વિચરે,
પ્રવીણ શૌર્ય સારથીજ તેનો ધૃતિધજા નવ તું વિસરે. મન,

ધર્મ ક્ષેત્રછે યુદ્ધ તણું સાધન સુંદર તું શાને ડરે,
જો મહારાણીનો મત માન્યો જીતીશ યહિ તો નાહક મરે. મન.

૫૪

( રાગણી ધનાશ્રી )

કેમ ન ચક્ષુ ઉઘાડ અરે તું કેમ ન ચક્ષુ ઉઘાડ.
હંસ થઇને શાને કરે તું કાગનું કામ લબાડ,
મુકતા મુકી ખાઇશ ધુળતો પહોંચીશ મૃત્યુ દ્વાર- અરેતું.
પશુ અને તુજને આપ્યાં સરખાં ભય નિદ્રા અહાર,
જ્ઞાન વધારે તુજને મળીઉં તેને નવ વિસાર, અરે તું.
ધન પુત્રાદિક સગાં કુટુંબી માયા તણો પ્રકાર,
તે સઘળાંને અરે માનજે એક પ્રપંચી ધાડ, અરે તું.
સત્ય સલીલને સીંચી સર્વદા પાપ પુણ્યનું ઝાડ,
જેથી મહારાણી અચ્યુત પદ દુર ન રહે લગાર. અરે તું

૫૫

( હરિ ભજન વિના દુઃખ દરીઆ સંસારનો ) એ તર્જ
ભજીલે ભગવાન મેળવવી હોય જો શુભ મુક્તિ વાટમાં,
કામ પ્રભુ પ્રસાદ માયામાં કુલાઇ ફોગટ ફાટમાં-
ક્ષણ ભંગુર દેહ આ પડવાનો ફરી મનુષ્ય જન્મ નહિ જડવાનો
કાળ રાક્ષસ આવી જડવાનો-ભજીલે.
ધનધામ ધરા અહીં રહી જાશે સદગુણ સર્વેમાં ગાવાશે,
માત્ર પુણ્ય પાપ સાથે-ભજી લે.

પામર પલવાર વિચારીજો નશ્વર સંસાર નિહાળી જો,
પુણ્ય પોપટ પેઠે પાળી જો--ભજી લે.
અરે પાપ તણો નવ છેઆરો નથી પુણ્ય તણો માથે ભારો,
હવે ઉપાય કે'શું રહયો તારો--ભજી.
નિન્દા કરવે રસના તારી ધન યૌવનમાં રૂચિ તેં ધારી,
હરિ ભજનરૂપી તું પી વારિ-ભજી.
ભાંવે કરી લે ભક્તિ તેની નવ રાખવી તેમાં બેચેની,
પ્રભુ શરણુ પ્રીતે તું ગ્રહી લેની--ભજી લે.

૫૬

(નામ જપી લે તું પ્રાણ નારાયણ નામ) એ તર્જ.

તૃષ્ણા તજીલે તત્કાળ તર્ક કરી તૃષ્ણા તજીલે,
સેવી શ્રી શંકરનું શરણ ભવ્ય ભવસાગર તરીલે–
નાવરૂપ આ શરીરછે ક્રોધ કામાદિ પવન,
વળી સંસાર સમુદ્ર છે તેમાં જાશે તણાઇ આતન-તર્કકરી
દાંતો સઘળા પડી જશે શ્વેત આવશે વાળ,
હાથ લાકડી પકડશે પણ તૃષ્ણા થાશે બાળ–તર્કકરી.
તૃષ્ણા વૃક્ષ ધીરજ તણો નદી કરનારી નાશ,
જળ મનો રથ વહી રહ્યું છે તરંગો રૂપીણી આશ-તર્કકરી.
રાગરૂપી મગરો વસે તર્ક વિતર્કની મીન,
મોહરૂપી અતિ ભમરીઓ જેમાં માયારૂપી મહાખીણુ-તર્કકરી
શમ દમ શાધ વિવેકથી પ્રભુમાં રાખી પ્રીત,
નિશ્ચે હરિપદ પામશે મહારાણી શંકરની એરીત-તર્કકરી.

૫૭

(ભૈરવની તર્જ).

છે જીંદગીનો રણપંથ વિકટ વેરાન--
સુખ પૃક્ષન ત્યાં દેખાશે જળ ઝાંઝવાનાંજ ભાસેપાન-જીંદગી.
પ્રાણ પારેવડું ત્યાં ઉડયું જાય આશામા હુર્ષનો માર્ગ જણાય,
તેવામાં શોક વંટોળીઓ વાય અધર નીચે ઉંચે અફળાય,
તારે ત્યાં કોણ વિના ભગવાન-જીંદગીનો.

૫૮

( નવી તર્જ ).

પડયું તન નાવ ભવસાગર મહીં અથડાતું જાયરે,
કામ ક્રોધ લોભ મોહુમદ આદિ પવન તેને વાયરે-
માયા રૂપી પહાડ ઉભો આડો લોહ ચુંબકનો જયાં,
ખેંચે નિજ જોર કરી તન નાવ તેથી જાય ઘસાય ત્યાં
ઢસડાઇ તે ભાંગી જશે નહિ કયાંય પ-તો લાગશે,
લેશે હલેસું નામ હરિ જો જીવ ખલાસી ઉગરશે-પડયું તન.

૫૯

(ખમાચની તર્જ)

મોહ જાળ ગુંથી કપટી-ક્રુર કાળે જગમાં-
ભુલી જીવ અંધજાય પાસ મરે ફંદમાં ફસી અકાળે પલમાં-મો.
હાડચામ ગંદકીની કાય બની કાચી મન નરકનો કીટ નર્ક
કુંડે રહયો રાચી,
ખાય ફેરા મુઢ લખ ચોરાશી પામે નહિ કયાંય શાન્તિ મુક્તિ
ચડી અટપટી ઘટ માળે ભ્રમમાં-મોટ જાળ.

૬૦

(દીલમારૂં માને નહિ મનડું ઠરે નહિ કોનેવરૂં હું તાતજી,
મનમારૂં મસ્તાની મગરૂર માની સમજે ન સીધું સાનમાં
હું વારૂં ઘડીઘડી ઝાડું ફરીફરી તોએ ને લેતું ધ્યાનમાં--મ.
માળાગ્ર હું કરમાં કદી હરિ નામને જપવા જરી,
કુદતું તરત અહીં કે તહીં જતું માંકડું વિષયે સરી,
ઉંઘમાંય મૂર્ખ હસાવતું ઝળકાવતું ને રડાવતું
બહું રંગમાં ચંચળ રમાડે વાંદરૂં વશ નાથતું
વૃત્તિ તાળું વાસી લઈને સુકર્મ ચાવી હું પુરૂં હવે
બંદીખાનામાં--મન મારૂં.

૬૧

ગજલ.

દિલ રંગ્યું નહિ જેણે કપડાં રંગાવે શું થયું ?
સત્ અસત્ જાણ્યું નહિ પંડિત કહાવે શું થયું?
છે જગતનો ઈશ જે તે, પર ન દ્દઢ વિશ્વાસ છે,
આર્યોમાં નામની ગણના સુખથી કરાવે શું થયું ?
વેદથી અનુકુળ જે કરતા નથી આચાર કંઈ.
રૂગ્ યજુ ને સામનાં ભાષણ સુણાવે શું થયું ?
છે સૃષ્ટિનો એક સ્વામી રૂપથી તે છે રહિત
તેના વિના કોઈ અન્યને મસ્તક નમાવે શું થયું ?
વેદથી અનુકુળ જે કંઈ શાસ્ત્ર માનો સત્ય છે
તદ્વિરૂદ્ધ ને બાહ્ય મત લાખો ચલાવે શું થયું ?
પૂજતા ફરો અજ્ઞાનથી મૃતશિલા જળ ધાતુ કાષ્ટ

મૂર્ણ ચેતનને મનાવો, જડ મનાવે શું થયું ?
દશને વશ કરો નહિ વળી ક્રોધનો અગ્નિ છે તીવ્ર
ભસ્મને ધારણ કરે કે કચ વધારે શું થયું ?
માંસને છોડયું નહિ વળી મદ્યના મદમાં છે મગ્ન.
લઇને માળા હાથમાં મણકા ફરાવે શું થયું ?
અન્નને ત્યાગું જેમણે ખાઈ વનમાં કંદમૂળ.
જાણ્યો ન બ્રહ્માનંદને તો તન સૂકાવે શું થયું ?
વર્ણ છે ગુણ કર્મથી મા જન્મનું અભિમાન કરો
બાપ દાદાના ગુણોનાં ગીત ગાયે શું થયું ?
વર્ણ ત્રણ માટે કહયો ઉપવીતનો ઉપદેશ જે
છોડી નિજ સદ્ધર્મને કંઠી બંધાવે શું થયું ?
જીવતાં માને બાપનો આદર કર્યો જેણે નહિ.
અવસાન સમય પછી પ્રથા ધનને લુટાવે શું થયું ?
ઇન્દ્રમણિ ગુરૂની કૃપાથી જેણે શોધ્યું સત્યજ્ઞાન
મૂર્ખો બધા તેપર કદી શાસ્ત્રો ચલાવે શું થયું ?

૬૨

પ્રાણી રક્ષા. (વૈદરભી વનમાં વલવલે) એ તર્જ

હાય મરે ગૌ માવડી દીન રાત હજાર,
સાચું નાણું આર્ય વર્તનું થઇ જાતું ખુવાર—હાય મરે.
ખેતીવાડી વેપારમાં સૌથી તેનો આધાર,
જીવન ખરૂં આ દેશનું માનો તેની મોઝાર—હાય મરે.
દૂધ દહીં ઘી આપતી જે છે ઉત્તમ અહાર,
જેના થકી આ હિંદનો ચાલે શુભ વ્યવહાર—હાય મરે.

ગણ્યા ગણાય ન તેમના લાખો ઉપકાર,
તેને કૃતઘ્નીઓ કાપતાં નવ કમ્પે લગાર–હાય મરે.
મુવા પછી પણ આપતી નિજ ચામને હાડ,
એવી ગરીબડી રાંકની આર્યો કરજોને વ્હાર–હાય મરે.

૬૩

( ચોપાઇનો ઢાળ )

લખ્યા મનુએ આઠ કસાઇ મનુસ્મૃતિમાં જુવો ભાઇ,
પ્રથમ સલાહ તણો દેનાર બીજો પ્રાણીને હણનાર,
ત્રીજો અંગ જુદાં કરનાર ચોથો કાપીને ધરનાર,
પંચમ વેચે તેય ગણાય છઠ્ઠો લેનારોય મનાય,
પીરસનારો સપ્તમ થાય અષ્ટમ પાપી જે તે ખાય,
માટે છોડો માંસ અહાર રાક્ષસ પદ્ધિના ધરનાર,
ઇશ્વરનાં સૌ પ્યારાં બાલ ભાંડુ ગણીને રાખો વ્હાલ,
જેવા કરશો તે પર હાલ તેવી પ્રભુ તમ લેશે ભાળ.
ઇશ્વરની જે કૃતિઓ સાર તેને ભાંગે પાપ અપાર,
આજ્ઞા દે છે વેદ કુરાન પશુ પ્રાણીનાં રક્ષો પ્રાણ,
માટે માનો પ્રભુની આણ મહારાણી શંકરની વાણ.

૬૪

કલ્પીત તર્જ. ( માઢ રાગણી )

દીલમાં દયા કંઇ દાખવો દીન પ્રાણીને સંહારતાં,
ઇશ તાતનાં બચ્ચાં સહુ તે આપણાં ભાંડુ થતાં. દીલમાં.
નીચ સ્વાર્થને સાધવા છાંડો મનથી રહેમ,
નીક ચલાવો ખુનની પણ થાશે તમારૂં એ તેમરે,

માથે ઇશ ન્યાયાધીશ છે વડો કરે પુણ્યને પાપ તણો ધડો.
વાવો કુકર્મિ બીજ તો લણુશો ફળો બુરાં સદા, દીલમાં.
સૌને વ્હાલો જીવ છે જેમ આપણે હોય,
બાઇબલ વેદ કુરાન સૌ બોલે અહિંસાનો બોલરે,
દયા ધર્મ બધાનું મુળ છે ખરૂં ઇશ્વર કેરૂં નુર છે.
માટે ખુદાનાં બાળપર કમ્પો છરીને ભોંકતાં–દીલમાં.

૬૫

**इन्द्रो विश्वस्य राजति। शन्नो अस्तु द्विपदे शं चतुष्पदे ॥**
**यजुः अ. ३६। मं. ८॥**

(રાગણી સોરઠ)

હે ઇન્દ્ર પરમૈશ્વર્ય વા બ્રહ્માંડનાં રાજન્.
સર્વ પ્રકાશક આપ છો વળી રક્ષક પ્રાણી માત્ર,
કૃપા કરી અમકુળ પરિવારને સુખદાયક હો નાથ-બ્રહ્માં.
હાથી ઘોડા ગૌ પશુ કેસ સુખદાયક હો તાત,
જેથી રહીએ સદા ખુશીમાં અમ લોકો સૌ સાથ-બ્રહ્માં.

૬૬

(શું નટવર વસંત થૈ થૈ નાચી રહયો ) એ તર્જ.
તું જગકર અનંત અહિં તહિં વ્યાપી રહ્યો–એ ટેક.
વ્યાપી રહ્યો સરવ માપી રહ્યો–તું જગકર.
અજન્મ અજર અમૃત્યુ તું, અદ્વેય અમર અપાર,
અખંડ અવ્યય અનુપ તું એકાક્ષર ઓંકાર,

જગમાં ન કોઇ તારાં માતા કે તાત ભ્રાત,
ઇશ્વર અસંગ તું અનાદિ રહ્યો-તું જગકર.
સ્થૂળ સૂક્ષ્મ કારણ ત્રણે, દેહ રહિત અશરીર,
અકાય વેદ વદે યજુ, અવ્રણ અસ્નાવિર,
શુદ્ધ બુદ્ધને મુકત સ્વભાવ, સ્વયંભુ સ્થાયીરે.
છો શિવ સચ્ચિત આનંદ મુકિત દાઈરે,
શબ્દ સ્પર્શ રૂપ ગન્ધને, રસ વિષયોથી રહીત,
પંચેન્દ્રિય ગોચર નહિ, યોગ જ્ઞાનથી સ્થીત,
જીવોથી શ્રેષ્ઠ ખરે જડતાથી છોપરે.
તારી ઉપાસના હું ધારી રહ્યો-તું જગકર.

૬૭

( એ તો મુશ્કીલ નહિ કોઈ કામ કામ કામ ) એ તર્જ.
ભાવે સર્વે જપો મુખ ઓમ ઓમ ઓમ,
ઓમ મુખ ઓમ ઓમ, મુખ ઓમ ઓમ ઓમ-ભાવે.
નામ સરવમાં એ છે ભારી, વેદે ધ્વનિ તે આદિ ઉચ્ચારી
મૂળ મન્ત્ર મહિમાં સુખકારી તેને ધારણ કરો બધી
કોમ કોમ કોમ,
બધી કોમ કોમ કોમ, બધી કોમ કોમ કોમ-ભાવે.
આકાર ઉકાર મકાર તેમાં વિરાટ અગ્નિ વાયુ ઓમાં.
આદિત્ય ઇશ્વિર પ્રજ્ઞ મમાં, જેનું ભજન કરે ખીલે
રોમ રોમ રોમ,
ખીલે રોમ રોમ રોમ, ખીલે રોમ રોમ રોમ-ભાવે.
કામ ક્રોધ મદ લોભને હરતા, શોક મોહ ભય દુર તે કરતા,

શુદ્ધ પ્રકાશ હૈયામાં ભરતા, આકાશે જેમ રવિ સોમ
સોમ સોમ,
રવિ સોમ સોમ સોમ, રવિ સોમ સોમ સોમ-ભાવે.
બ્રહ્મ રહ્યા ઘટઘટમાં વ્યાપી, મુકિતદાઇ પ્રભુ તે અવિનાશી
તુટે લક્ષ ચોરાશી ફાંશી, જ્યારે સાચી ભકિતનું ચડે
જોમ જોમ જોમ,
ચડે જોમ જોમ જોમ, ચડે જોમ જોમ જોમ-ભાવે.

૬૮

રાગ પહાડી.

અખંડ સત્ય રૂપ તું અનંતખં સ્વરૂપ તું,
અસંગ બોધ રૂપ તું અનુપને નમું નમું-અખંડ
ન રકત પિત્ત શ્યામ તું ન દુષ્ટ પુષ્ટ ક્ષામ તું,
ન હ્રસ્વ દીર્ઘ ધામ તું અકામને નમું નમું-અખંડ
અનાદિ સૃષ્ટિ કારણ, સમસ્ત વિશ્વ ધારણ,
સંહારણ સંહારણ અકારણ નમું નમુ-અખંડ
નિરંજન નિરાશ્રય સુશુદ્ધ બુદ્ધ અવ્યય,
અજ અમૃત્યુ અદ્રય સ્વય સ્વય નમું નમું-અખંડ
પ્રચંડ ચંડ વ્યાપક સુખાયક ભયાનક,
ચરાચર સુનાયક સુધારક નમું નમું-અખંડ
કૃપાળ આનંદેશ્વર ગિરે મને અગોચર,
દયા કર પરાત્પર વિશ્વંભર નમું નમું-અખંડ
અચિંત્ય સર્વ શક્તિ તું અગમ્ય મુક્તિ દાઇ તું
અતર્ક વેદ શાસ્ત્રય ભજી ભજી નમું નમું-અખંડ

મહા પ્રભુ અનામય સુવેદ જ્ઞાન ચિન્મય,
પ્રસન્નથા વિભુસ્વય નમું નમું નમું નમું–અખંડ

૬૯

## ઇશ્વર ભક્તિ

(ભૈરવીની ગજલ)

શ્રી હરિ લે હાથ મારો દીનપર કરૂણા કરી
દીનપર કરૂણા કરી દીનપર કરૂણા કરી–શ્રી હરિલે.
સંસાર સાગરમાં અરે અથડાઉં છું હું કષ્ટથી
પણ પાટીઉં તુજ નામનું છોડું નહિ હું તો જરી–શ્રી.
તું તો કદી વિસ્મરણથી મુજ રંકને દેશે તજી
પણ આ કમળ ભાનુ વિના તલસી નક્કી જાશે
ખરી–શ્રી હરિલે.
માત તાત સર્વસ્વ મારૂં માનું હું તારા વિષે
માટે ઘટે નહિ તુજને નિજ બાળ જાવું વિસરી-શ્રી.
હૃદય મહારાણી તણું છે સદા હે પ્રભુ પાસ તારી
ખેંચી લે કર માહરો જાઉં હું આ ઉદધિ તરી-શ્રી.

૭૦

રાગણી આશાવરી-(હૃદયે વસજો હૃદયેશ્વરી.)

દયા સિંધુ પ્રભુ અંતર્યામી સદાનંદ જગદીશ્વર સ્વામી--
સર્વ પ્રકાશક સર્વ ઉપાદક અભય અનંત અનુપમ વ્યાપક
દુઃખ વિનાશક સૌ સુખદાયક નિત્ય પવિત્ર સકળ જગ
નાયક--દયા

પૂર્ણ બ્રહ્મ સૃષ્ટિના દાતા સૌના ભ્રાતા પિતાને માતા
સત્ય સ્વરૂપ સનાતન જ્ઞાતા પરમાનંદ પરમ સુખદાતા દ.
નિર્વિકાર નિર્ભય અવિનાશી વિશ્વદેવ ઘટ ઘટમાં વાસી
સૂર્યાદિ સૌ લોક પ્રકાશી અન્ધકાર અજ્ઞાન વિનાશી--દય.
પરમ કૃપાળુ કૃપા દ્રગ નાખો શરણાંગતની લજ્જા રાખો
ઉત્તમ જ્ઞાન હૃદયમાં આપો સત્ય વિનાની ક્ષણ પણ કાપો
પ્રતિ મિત્રતા સૌપર છાયે વેર વિરોધ નજીક નવ આવે
મનમાં વિદ્યા જ્ઞાન સમાયે બહાર અવિદ્યા નીકળી જાયે-
ધર્માર્થે શુભ ચિત્ત જડાયે આપ તણા ગુણ નિશદિન ગાયે
જીવે ત્યાંસુધી આનંદ પામે મરણ સમયમાં મોક્ષ વિરામે
દીન દયાળુ પરમ સુખદાઈ લખી ન જાએ તમ પ્રભુતાઈ
સત્ય ધર્મની કરો અધિકાઇ આપ વિના નહિ કોઇ સહાઇ-

૭૧

રાગણી જે જે વંતી.

મંગળ આરતી પ્રભુ પદ કેરી હિત ચિતથી જન ગાઓ
પ્રીતની પૂજા પ્રેમ પુજારી. કરીને અતિ સુખી થાઓ-મં·
કાયા કંચન થાળ મન માણેક મોતિ મુકતા મેળાવો
નિજ પ્રકાશ કોટી શશિ શોભા અખંડ જયોત જગાવો-મં.
વેદ પુષ્પ સત ધર્મ ધૂપને ભાવના તિલક ચડાવો
અચ્છત આચાર વિચાર સત વસ્ત્રો જ્ઞાન નૈવેદ ધરાવો-મં.
અનહદ ધુનનાં વાજાં વાગે ભકિતથી નાચ દેખાડો
પ્રેમ જ્ઞાનની અદ્‌ભુત લીલા દેખી દેખી બલિ જાઓ-મંગળ.

૭૨

(દરબારી કાનરો).

હરિ ભવસાગરથી તારો–
સાર ન દીઠો કાંઇ સૃષ્ટિમાં તુજ વિણ એકે સારો–હરિ.
પાપ કાગ પ્રેમેથી પાળ્યો પુણ્ય પોપટને અંતે માર્યો
મગરૂરીમાં હું મરડાયો નથી રહ્યો કંઇ આરો–હરિ.
કામ કપટીને કોડે કીધો પ્યારો સુહૃદ મારો
ક્રોધ લોભ મદ મોહ સર્વદા કાંધે ઉચકનારો-હરિ.
ભોગ વિલાસ વિષે મેં માન્યો ઉત્તમ આ જન્મારો
ગુરૂજન સગાં સંબંધીને દીધા નહિ તે આવકારો-હરિ.
ભલો ભુંડો પણ હું છું ખરેખર બાળક નાથ તમારો
માટે મહારાણી શંકરને રહેમ કરી ઉગારો-હરિ.

૭૩

(મારા તનમાં મનમાં ભર્યો છે ઠર્યો છે) એ તર્જ.)
પ્યારા પ્રભુને પ્રણવું વિનવું દુઃખ સદા દુર થાવા–
વળી જાણીને તેના ગુણ સાર્થ સ્તવું સમીપમાં જાવા-પ્યારા.
અગ્નિ વરૂણ પ્રજાપતિ ઇન્દ્ર મિત્ર સુપર્ણ ને ચન્દ્ર
બ્રહ્મા વિષ્ણુ શિવ નામ ઘણેરાં કામિક ગૌણિક ભાવા–પ્યારા.

૭૪

(પિયુ પરદેશીને કહેજો પ્રણામ હમારા) એ તર્જ
પ્રભુ શરણાંગત હું આવું સમીપ તમારી
લેજો આ બાળ ઉગારી-પ્રભુ.
માન્યો તને પથ્થર કરી તજી વેદ આજ્ઞાને પરી

જપ ધ્યાન સંધ્યાને વિસારી હોમ યજ્ઞ ભુલ્યો હરિ
મેં બ્રહ્મચર્યે મોહથી તુજ ગાન શ્રંગારી કર્યાં
ઠેંચ્યો તને વ્યભીચારી કામી પોટલાં પાપે ભર્યાં
મેં માનીને જડ તુજને સામે કરી દ્રષ્ટિ બુરી
કીર્તન મુખે પણ પેટમાં તો સ્ત્રી પતિ વિષયી છુરી
ખં બ્રહ્મ ઓં મુકી દઈ-હાં-હી-હું-બંખ જુઠાં જપ્યાં
આત્મા કર્યો જડ સેવી જડતા બુદ્ધિ જ્ઞાન કુવે ખપ્યાં
ફળીયાં સુકર્મ કોઇ પૂર્વ જનમનાં બુદ્ધિ સુધારી જઢતા ટાળી
મુક્તિ કરૂં અવ મારી—પ્રભુ શરણાંગત.

૭૫

ગજલ.

સુણો જગદીશ વિનંતીને તમારી આશ ભારી છે,
કૃપા કરીને સુધારો આ દશા બગડી અમારી જે,
અવિદ્યા દેશમાં ફેલી થયો મૂરખ આ ભારતવર્ષ,
બગાડી રીતી નીતિને પરસ્પર વેર જારી છે,
રહ્યું ના ધન જરા અહીંઆ નથી રહેવા તણીઆશ,
નિરૂદ્યમતા ઇ આળશ છે અરે ભારત ભીખારી છે,
અમારા દેશના વૈશ્યો મહાજન, બ્રાહ્મણો, રાજા,
જરા એ સીકલો ઝાંખો ખરી આશા તમારી છે.
કરો કંઇ અમપરે દ્રષ્ટિ હતા કેવા ને આજે શું,
નહોતી બીડી કે ચુંગી જેનાથી જાન ખવારી છે,
નથી કંઇ દેશની મમતા કોઇ ભારતનિવાસીને,
હવે શું યત્નને કરવો શિરે બહુ દુઃખ ભારી છે,

નહિ એવા હીરાં કોઈ અમોને કાંઈ ધીરજ દે,
કઈ આ રીત હે પરમેશ ! નયનથી રકત જારી છે,
વધારો માતૃ ભાષાને ડુબી ગઇ હાય ખાડીમાં,
વિના વૈદિક વિદ્યાસુ બુરી હાલત અમારી છે,
સુણો શિક્ષા અમારી આ અરે ભારતતણા વાસી,
નહિ તો દીન પ્રતિ દીનમાં જરૂર સૌની ખુવારીછે,
કરો શુભ એકતા દીલથી કપટ છળને દૂરે ત્યાગી,
મળો સૌ પ્રેમથી સજ્જન વિનંતી એ અમારી છે

૭૬

(મને સ્હાય કરશે મોરારીરે વ્હારે ચડશે) એ તર્જ.
પ્રભુ મ્હેર કરજો તમારી રે દીન દાસી ભારત દુખિયારી,
થઈ છે બીચારી વેઠીને લાચારી.
હાય કર્મો તણી ગતિ ન્યારી–પ્રભુ.
બ્રાહ્મણો ભંગેડી અભણો ભીખારી ક્ષત્રી વ્યસની કાતર વ્યભિચારી.
વૈશ્ય કાચડી છોડ઼ જારી જ્યાં ત્યાં છે હાડમારી–પ્રભુ.

૭૭

**यो भूतञ्च भव्यञ्च सर्वं यश्चाधि तिष्ठति स्वऽर्य स्यच**
**केवलं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥ अथर्व वेद । काण्डे १०**
**प्रपाठके २३ अनु. ४ मं. ३१**

લાવણી

જે ત્રણે કાળ વ્યહુવાર તણા છે જ્ઞાતા
જે સર્વ જગતના સ્વામી કરતા હરતા

સુખ સ્વરૂપ જે દુઃખ લેશ માત્ર નહિ સહતા
તે જ્યેષ્ઠ બ્રહ્મને નમસ્કાર સૌ કરતા (૧)

**यस्य भूमिः प्रमान्तरिक्ष मुतोदरंम् ।**
**दिवं यश्चके मूर्द्धानं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः॥**
**अथर्व । १० । २३ । ४ । ३२ ॥**

પાદસ્થાને ભુમી જેના, જ્ઞાન નમુનો
ને અંતરિક્ષ રૂપ જેનાં ઉદર સ્થાનો
સૂર્યાદિ તેજ આકાશ ઉચ્ચ શિર સ્થાને
તે સર્વ જ્યેષ્ઠ ઇશ્વરને નમીએ ધ્યાને (૨)

**यस्य सूर्य्यश्चक्षुश्चन्द्रमाश्च पुनर्णवः ।**
**अग्निं यश्चक आस्यंऽतस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः॥**
**अथर्व। १०। २३। ४ ३३ ॥**

છે સૂર્ય ચન્દ્ર જેની ચક્ષુ ને સ્થાને
સૃષ્ટિની પૂર્વમાં રચે જે મહા જ્ઞાને
મુખ સ્વરૂપ અગ્નિ તણુા પ્રકટ જે કરતા
તે જ્યેષ્ઠ બ્રહ્મને અમે લોક સૌ નમતા. (૩)

**यस्य वातः प्राणा पानौ चक्षुरं गिरसोऽभवन् ।**
**दिशो यश्चक्रे प्रज्ञानीस्तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥**
**अथर्व। १० । २३ । ४ । ३४॥**

બ્રહ્માંડ વાયુછે પ્રાણાપાન સમાના
કીરણો સુપ્રકાશક નેત્ર રૂપ છે જેનાં
વ્યહુવાર દિશાઓ દશના જેથી બનતા
તે જ્યેષ્ઠ બ્રહ્મને અમે લોક સૌ નમતા (૪)

૭૮

## આર્યાભિવિનય.

**ओं शं नो मित्रः शं वरुणः शं नो भवत्वर्यमा ।**
**शं न इन्द्रो बृहस्पतिः शं नो विष्णु रु रु क्रमः ॥**
**ऋग्वे॰ अष्टक. १ अध्याय. ६ वर्ग. १८ मन्त्र. ९ ॥**

(રાગણી કેદાર)

ઓં ઉત્તમાભિધાની-ઓં.

નિરંજન નિરાકાર, અજ પૂર્ણ જ્ઞાની-ઓં.
સૃષ્ટિનો તું સ્નેહી સાચો સર્વ સુખદાઇ
સર્વોત્કૃષ્ટ વરેશ્વર અમારો કલ્યાણી-ઓં.
ન્યાય ધર્મ ધારી પ્રભુ શિવ શ્રેયકારી
આનંદ અમોને આપ તું ઐશ્વર્ય સ્વામી-ઓં.
સર્વ વ્યાપી અધિષ્ઠાતા પરાક્રમી ભારી
થાઓ ક્ષેમ ભદ્ર સદા અમોને અનાદિ-ઓં.

૭૯

**अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् ।**
**होतारं रत्न धातमम् ॥ ऋ॰ । १ । १ । १ । १ ॥**

(રાગણી. કલ્યાણ)

વન્દું હે ઇશ્વરાગ્નિ! સ્વપ્રકાશ સ્વરૂપ-વન્દું.
તું હિત સાધક સર્વ જગતનો ઇષ્ટ દેવ શુભ
જ્ઞાન યજ્ઞનો

વસન્ત આદિ ઋતુ રચક તું સમય સમય વાંછિત સુખ પ્રદ તું
તારી શકિત અનુપ-સ્વપ્રકાશ. વંદુ
યોગ ક્ષેમદા તું છે અવનિને પ્રલય સમય વળી હોમે સરવને
પૃથ્વી આદિ મહા તત્વોનો ધાતા સેવક કાજ રચ્યાં રત્નો
વિધાતા
સ્તુતિ ગાઉં સુણુ ભૂપ-સ્વપ્રકાશ. વંદુ

૮૦

**अग्निना रयिमश्नवत्पोषमेव दिवे दिवे।
यशसं वीर वत्तमम् ॥ ऋ ॥ १। १। १। ३ ॥**

(રાગ કાનરો)

ઓં ઇશ્વરાગ્નિ! સ્વજ્યોતિ સ્વયંભૂ-ઓં.
આપ કૃપાએ જન સ્તુતી ગાયે, શ્રી, ધી આદીયુત
ખલ્ક તે થાયે,
જે ધન પ્રતીદિન પુષ્ટી કીર્તિકર, શૌર્ય, ધૈર્ય ચાતુર્ય વીર્ય પ્રદ
ન્યાયી, ધર્મી, વીર નરસૂ-સ્વજ્યોતી.
રાજ્ય ચક્રવર્તી મણિ કંચન, પ્રાપ્ત થાય વળી જ્ઞાન રૂપી ધન,
ધરો નજર અમપર વીશ્વંભર, મળે જેથી સુખ એવાં નીરંતર,
વીનંતી કરૂં હું-સ્વજ્યોતી

૮૧

**अग्निः पूर्वेभिर्ऋषिभिरीड्यो नूतनैरुत । स देवाँ एह वक्षति ॥
ऋ॥ १। १। १। २॥**

(રાગણી માઢ)

સ્તુતિ યોગ્ય સકલના મનુષ્યના હે ઇશ્વરાગ્નિ પિતા-

પ્રાચીન ઋષિ વિદ્વાન જે મંત્રાર્થના જ્ઞાતા
નવ બ્રહ્મચારી વેદ પાઠક તે તુજ ગુણગાતા-હે ઇશ્વરાગ્નિ
અમે લોક જ્ઞાની અજ્ઞાની તવ સ્તુતિપાત્ર થતા
દે વિદ્યાદિ દીવ્ય સૌખ્ય ગુણ તું જ ઇષ્ટ દેવતા-હે ઇશ્વરાગ્નિ.

૮૨

**अग्निर्होता कविक्रतुः सत्यश्चित्रश्रवस्तमः देवो देवेभिरागमत्॥**
ऋ॥ १।१।१।५॥

(રાગણી ખમાચ)

હે સર્વ દ્રષ્ટા ત્રૈલોકય સૃષ્ટા અજ અવિનાશી અખિલ નિયંતા
આશ્ચર્ય શ્રવણાદિ ગુણ શકિતવંતા આશ્ચર્ય સ્વરૂપી અત્યંત શ્રેષ્ઠા
આપ સમાન કે આપથી અધિકું જગમાં કોઇ નથી બળવંતા
થાઓ પ્રકટ ઝટ અમ હૃદયોમાં દીવ્ય ગુણો સાથે ગુણવંતા
અમે આપના પુત્ર ભૃત્યુવત્ અમ સર્વસ્વ તમારૂં અનંતા

૮૩

**यदङ्ग दाशुषे त्वमग्ने भद्रं करिष्यसि। तवेत्तत्सत्यमङ्गिरः॥**
ऋ॥ १।१।२।१॥

(રાગણી બિહાગ.)

છો મિત્ર સર્વ મનુષ્યનો હે ઇશ્વરાગ્નિ તું-છો.
ભાવે સમર્પે કોઇ તુજને દાન આત્મા પ્રાણનાં
આપે સુખો પરમાર્થનાં તેને વળી વ્યહુવારના-છો.
તુજ સત્ય વૃત નિજ ભકત જનને રાખ પરમાનંદમાં
સ્વભાવ તે તુજ સૌખ્યદાઇ અમોને સંસારમાં-છો.

એવાં સુખો ઐહિક પરમાર્થિક મુજને તું દીયે
દુઃખ થાય જેથી નષ્ટ સૌ આનંદ અવિચળ તો રહે-છો.

૮૪

**वायवायाहि दर्शतेमे सोमा अरङ्कृतः ।**
**तेषां पाहि श्रुधी हवम् ॥ ऋ ॥ १ । १ । ३ । १ ॥**

(રાગણી સોરઠ)

હે દર્શનીય બલીષ્ટ વાયુ અનંત શ્રી પરમેશ-
આપ પ્રાપ્ત થાઓછો અમને આપ તણીજ કૃપાએ કરીને
સોમ ઔષધિ ધરીએ તમને અલ્પ શક્તિ અમ લેશ-હે
ઉત્તમ વસ્તુ કોઇ અમારી અર્પણ કરીએ પાસ તમારી
લેજો તેને સ્વિકારી સુંદર રીતે બનાવી શ્રેષ્ઠ-હે.
અલ્પ ચીજ દે શિશુ જનકને પિતા સ્વિકારે પ્રસન્ન વદને
તેમ અમોને દીનને દેખો પૂર્ણ પ્રેમથી શેષ-હે.

૮૫

**पावका नः सरस्वती वाजे भिर्वाजिनींवती ।**
**यज्ञं वष्टु धिया वसुः ॥ ऋ १। १। ६ । १० ॥**

(રાગણી ધન્યાશ્રી)

વિદ્યામય ભગવાન વાકપતિ વિદ્યામય ભગવાન-
પ્રાપ્ત થાય શુભ વાણી અમને સર્વ શાસ્ત્ર વિજ્ઞાન
શ્રેષ્ઠ અન્ન કર્મો સહુ તેણી રહે સદા વર્તમાન-વાકપતિ.
પવિત્ર સ્વરૂપી પવિત્ર કરણી સત્ય શબ્દ સ્વરવાન
મંગળ કારી સરસ્વતી એ દેનારી બહુ જ્ઞાન-વાકપતિ.

પરમોત્તમ બુદ્ધિની સાથે નિધિ સ્વરૂપ એ વાણું
સર્વ શાસ્ત્ર બોધક પૂજનીયતમ આપ વેદની ખાણુ-વાકપતિ.
આપ કૃપાએ સદા વાણી તે કરે પૂર્ણ સૌ કામ
થઈએ મહાપાંડિત્ય યુકતતો નષ્ટ થાય અજ્ઞાન–વાકપતિ.

૮૬

**पुरुतमं पुरूणामीशानं वार्याणाम् । इन्द्र सोम सचा सुते ॥**
**ऋ ॥ १।१।९।२ ॥**

(રાગણી અડાણો)

હે પરમાત્મન્ પરાત્પર! સ્તુતી તુજ ગાઉં-
અત્યન્ત ઉત્તમ શત્રુ વિનાશક જગના પદાર્થો બહુ વીધ ઉત્પાદક
આનંદ પરમ સુમોક્ષાદિ દાયક અદ્વૈત બ્રહ્મ મહાવરણીયવર-હે.
ઉત્પત્તિ સ્થાન આ સંસારનું તું ઐશ્વર્યવાન પરમ સર્વથી તું
અત્યન્ત પ્રેમે હૃદયમાં ધરૂં હું જેથી મળે ધર્મ અર્થાદિ ઐશ્વર્ય-હે.

૮૭

**तमीशानं जगतस्तस्थुषस्पतिं धियं जिन्वमवसे हूमहे वयम् । पूषानो यथा वेदसामसद् वृधे रक्षिता पायुरदब्धः स्वस्तये ॥**
**ऋ १।६।१६।६ ॥**

( રાગણી સિંહાનો કાનરો )

સર્વાધિ સ્વામી અંતર્યામી! કરીએ તુજ આવાહન નામી
રચક ચરાચર જગનો તું છો પ્રીણનીય વળી જ્ઞાન સ્વરૂપ છો
બુદ્ધિ પ્રકાશક વિદ્યામય છો સર્વતણો પાલક પોષક છો–

જ્યમ વિદ્યાદિ ધનનો રક્ષક વૃદ્ધિ મહીં તું નિરાલસ્ય તત્પર
ત્યમ થા અમ સ્વસ્થતાનો રક્ષક જેથી મળે ઉન્નતિ સુખ
અવિચળ-

૮૮

अतो देवा अवन्तु नो यतो विष्णुर्विचक्रमे ।
पृथिव्याः सप्त धामभिः ऋ १ ॥ २ । ७ । १६ ॥

(રાગ. શ્રી).

ઉંચા નીચા સ્થળ યુક્ત સપ્તવિધ લોક પૃથ્વીથી ઇશે રચ્યા
ગાયત્ર્યાદિ સાત છંદથી વિસ્તૃત વેદો ઇશે રચ્યા-
પાપ પુણ્ય ફળ જીવને દેવા સર્વ પદાર્થો સ્થિતિમાં હોવા
હે વિદ્વાનો! વ્યાપક ઇશ્વર વર્તમાન સૌ સાથ રહ્યા-ઉંચા.
જે સામર્થ્યે લોક રચ્યા સહુ કરો તેવતી અમ રક્ષા બહુ
તમેય દેવો, રહો વિષ્ણુ આજ્ઞાથી અમ રક્ષાએ સદા-ઉંચા.
કેવો છે એ વિષ્ણુ સ્વયંભૂ જેણે આ સહુ જગત બનાવ્યું
તેની ભક્તિ કરો; ધ્યાનમાં રહો નિત્ય વિદ્વાન, મચ્યા-ઉંચા.

૮૯

पाहि नो अग्ने रक्षसः पाहि धूर्ते रराव्णः ।
पाहि रीषत उत वा जिघांसतो बृहद्भानो यविष्ठय ॥
ऋ. १ । ३ । १० । १५ ॥

(રાગણી આશાગોડી.)

રિપુ દાહક ઇશ્વરાગ્નિ! દયાળુ રિપુ દાહક ઇશ્વરાગ્નિ-
હિંસક દુષ્ટ સ્વભાવી અસુરથી રક્ષા કરોને કૃપાળુ-દયાળુ.

ધૂર્ત કૃપણ જનથીય બચાવો કરે અમ હ્રાણ, માયાળુ-દયાળુ.
મહાતેજ બલવત્તમ રક્ષો તે સર્વેથી પ્રેમાળુ-દયાળુ.

૯૦

**त्वमस्य पारे रजसो व्योमनः स्वभूत्योजा अवसे धृषन्मनः ॥**
**चकृषे भूमिं प्रतिमानमोजसोऽपः स्वः परिभूरेष्या दिवम् ॥**
**ऋ १ । ४ । १४ । १२ । ॥**

(ઠુમરી)

હે પરમૈશ્વર્યવાન પરાત્મન! સર્વ સ્થાનમાં રાજી રહ્યા છો
આકાશ લોકની પારને અંદર નિજ સામર્થ્યથી વ્યાપી રહ્યાછો-
તિરસ્કારી દુષ્ટોના મનને રક્ષાછો જગને સૌ જનને
જેથી નિર્ભય આનંદ અમને સાવધાનીથી ન્યાયી રહ્યાછો-
પરમાકાશ મધ્યસ્થ લોક ભુમી નિજ બળથી રચી ધારી રહ્યાછો
સર્વની ઉપર વર્તમાન છો પ્રાપ્ત સર્વને થઇ રહ્યાછો-
દ્યુત્યાત્મક સૂર્યાદિ લોકના અંતરિક્ષ વળી જળાદિ ભૂતના
તમેજ કર્તા સ્થિતિ પ્રલયના અપરિમેય વળી સદા રહ્યાછો-
જ્ઞાન આપનું તથા સૃષ્ટિનું કૃપા કરીને બક્ષો અમને
અમે વન્દીએ ભાવે તમને કૃપા દૃષ્ટિથી જોઇ રહ્યાછો-

૯૧

**विजानीह्यार्यान्ये च दस्यवो बर्हिष्मते रन्धया शासदव्रतान्॥**
**शाकी भव यजमानस्य चोदिता विश्वेत्ता ते सधमादेषु चाकन॥**
**ऋ १ । ४ । १० । ८ ॥**

(બતાદે સખી કોન ગલી ગયો શ્યામ) એ તર્જ.
ભજુંરે પ્રભુ સર્વ જ્ઞાની ભગવાન-ભજું રે.

શ્રેષ્ઠ ધર્મ વિદ્યા સત્કર્મી સ્વભાવી આર્યો જાણુ
નાસ્તિક ડાકુ યજ્ઞ વિનાશક તેનીઉખાડ જાન-ભજુ રે.
દૂષ્ટ અનાર્ય ને માર રહિત જે આશ્રમ ધર્માનુષ્ઠાન
વેદ માર્ગ ઉચ્છેદક પાપી સ્વાર્થીનાં હર પ્રાણુ-ભજુ.
પરમશાન્તિ યુત શકિત જીવોમાં પ્રેરી તું દે દાન
દૂષ્ટ અમારી કામ વૃત્તિનો રોધક તું સુખ ભાણુ-ભ.
તુજ આજ્ઞાનુકુલ કર્મ કરીશું વશીને ઉત્તમ સ્થાન
શ્રેષ્ઠ કામના પુર અમારી દે આનંદ વિધાન-ભજું.

૯૨

**न यस्य द्यावा पृथिवी अनु व्यचो न सिन्धवो रजसो अन्तमानशुः ।**
**नोत स्ववृष्टिं मदे अस्य युध्यत एको अन्यच्चकृषे विश्वमानुषक् ॥**
**ऋ १।४।१४।१४॥**

(આવોને સહીયર હસતાં રમતાં જળ ભરવાને જઇએરે)
એ તર્જ.

પરમૈશ્વર્યથી યુત ઇન્દ્રેશ્વર તેને જન સૌ જાણોરે-પરમે.
તેની વ્યાપ્તિ, માપ તથા પરિચ્છેદ ન કો કરવાનો રે
સુર્ય પૃથ્વી નિકૃષ્ટ લોકથી પ્રભુ આદ્યંત ન માનોરે-પરમે.
સર્વ મધ્ય તે સ્થિત, દીવ્ય જળથીય અંતના થાવોરે
મેઘ વૃષ્ટિ ગર્જના વીજથી ઇશ્વર પાર ન લાવોરે-પરમે.
વ્યાપી વિશ્વમાં એક, રચક તે જગત તણો સુનિયંતારે
પછી પદાર્થો જગના કયાંથી તેનો પાર લભંતારે-પરમે.

નિરાકાર નિર્વિકાર આપથી જગતનું રૂપ ન ધરતો રે
પણ નિજ બળથી રચન તથા ધારણા લય કાળે કરતોરે—૫.

૯૩

## મૂર્તિ પ્રકાશ. વેદોકત પ્રમાણ.

**न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः । हिरण्यगर्भ इत्येष मा माहिं * सा दि त्येषा यस्मान्न जात इत्येषः ॥**
**यजुः ॥ अ । ३२ । मं० ३.**

(આવો મીઠા મેમાન. એ તર્જ ભેરવીની ચીજ)

તે કરો રક્ષા મારી—
વ્યાપક પૂર્ણ નિરાકાર ઇશ મહિમા ભારી—તેકરો.
ઉત્પાદક સૂર્યાદિ સૌ તેજસ્વી ગ્રહસાર
અજન્મ અજર અમૃત્યુ તે વેદાજ્ઞા દેનાર—રક્ષા.
માટે તેપર બ્રહ્મની પ્રતિમા મૂર્તિ ન માપ
અનુપ મેય અમૂર્ત છે તેનાં નવ માબાપ—રક્ષા.

૯૪

**स पर्य्यगाच्छुक्रमकायमव्रणमस्नाविर * शुद्धम पाप विद्धम् । कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छा श्वतीभ्यः समाभ्यः॥ यजुः ॥अ । ४० । मं० ८ ॥**

રાગણી હોરી—તે આકાશ સમો ઓંકાર—
સકલ જગ વ્યાપક ઈશ્વર સૃષ્ટિ સરજનહાર—તે આકાશ.
અખંડ એક અનંત અકાયી નવ ધરતો અવતાર
અભેદ્ય અચલ અચ્છેદ્ય એક રસ છીદ્ર ન કોઇ પ્રકાર—સ—તે.

અતિ સૂક્ષ્મ તેને નસ નાડી બંધન નાહીં લગાર
નિર્મળ, જન્મ મરણ ભય શોકથી મુકત સદા રહેનાર–સ–તે.
સદૈવ પાપ રહીત ન્યાયી તે ત્રૈકાલજ્ઞ અપાર
સર્વ જીવોના મનનો શાક્ષી વ્યાપક અંદર બહાર–સકલ–તે
આદિ કારણ માત પિતા ઉત્પાદક તેનું ન થાય
પણ સર્વેનું આદિ કારણ તેજ ખરે નિરધાર–સકળ–તે–
પરમ હિતાર્થ પ્રજા સર્વેને આપી વિદ્યાસાર
સત્ય યથાવત શુભ ઉપદેશો અર્પ્યા વેદે ચાર–સકળ–તે.
સર્વોત્કૃષ્ટ પદાર્થ જ્ઞાનના દીધાં દાન હજાર
નિર્વિશેષ ઉકિત ઇશ્વરની વેદ માત્ર સંસાર–સકલ–તે.

૯૫

अन्धतम : प्रविशन्ति येऽसंभूतिं मुपासते ।
ततोभूय इवते तमो यउ संभूत्या ँ रताः ॥
यजु. अ. ४० । मं । ९ ॥

( મરાઠી ચાલની સાખી )

બ્રહ્મ બદલમાં ઉપાસના જે કરે પ્રકૃતિ કેરી
અનાદિ જડ તેઓ જાએ અંધકાર નર્કમાં સેરી
પ્રકૃતિ અસંભૂતિ નથી તે ઇશ્વરની વિભૂતિ–
તેનાથી પણ અધિક તિમિર (નર્ક) માં તે અજ્ઞાની જાએ
ઈશ્વર બદલે જેઓથી પાષાણ વૃક્ષ પૂજાએ
સંભૂતિ કાર્યરૂપી–જડતા પ્રકૃતિની છુપી.

૯૬

## ઉપનિષદોના પ્રમાણો

न तस्य कार्यं करणं च विद्यते न तत्समश्चाभ्यधिश्च दृश्यते।
परास्य शक्ति र्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रियाच॥
श्वेतोपनिषत्० ६ । ८ ॥

વંશસ્થ

ન બ્રહ્મને દેહ ન ઇન્દ્રિયો કશી ન તે સમું કો અધિકું ન તે થકી
મહાન શકિત વિવિધે જણાયછે વિજ્ઞાન ક્રિયા બળ છે
સ્વભાવિકી. (૧)

न तस्य कश्चित्पतिरस्ति लोके न चेशिता नैव च तस्य लिङ्गम्।
स कारणं करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न चाधिपः॥
श्वेता० ६ । ९ ॥

ઉપેન્દ્રવજ્રા.

ન બ્રહ્મનો કોઇ પતિ ત્રિલોકે ન કો નિયંતા નવ લિંગ તેને.
બધા તણું કારણ તેજ સ્વામી નકો જનેતા નવ સ્વામી તેને.

૯૭

यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते ।
तदेव ब्रह्म त्वं विद्धनेदं यदिदमुपासते॥ केनोपनिषत् ० ४ ॥

(અનુષ્ટુપ)

વાણીથી જે પ્રકાશેના (પરંતુ) જેથી વાણી પ્રકાશતી
બ્રહ્મ તેને તમે જાણો ઉપાસો અન્યને નહિ. (૩)

९७

यन्मनसा न मनुते येनाहुर्मनोमतम् ।
तदेव ब्रह्मत्वं विद्धि नेदं यदिदमुपासते ॥ केन०५ ॥

વિચારાતો મને જેના (પરંતુ) જે મનજ્ઞ વદાયછે
બ્રહ્મ તેને તમે જાણો ઉપાસો નહિ અન્યને. (૪)

यच्चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यन्ति ।
तदेव ब्रह्मत्वं विद्धि नेदं यदिदमुपासते ॥ केन० ६ ॥

દેખાતો આંખથી જેના (પરંતુ) આંખો જેથકી દેખતી
બ્રહ્મ તેને તમે જાણો ઉપાસો અન્યને નહિ. (૫)

यच्छ्रोत्रेण न श्रृणोति येन श्रोत्रमिदं श्रुतम् ।
तदेव ब्रह्मत्वं विद्धि नेदं यदिदमुपासते ॥ केन०॥७॥

કર્ણે જે સંભળાતોના (પરંતુ)કર્ણો જેથકી સાંભળે
બ્રહ્મ તેને તમે જાણો ઉપાસો નહિ અન્યને. (૬)

यत्प्राणेन न प्राणिति येन प्राण प्रणीयते ।
तदेव ब्रह्मत्वं विद्धि नेदं यदिद मुपासते ॥केन० ८ ॥

પ્રાણ શ્વાસે ન આવે જે (પરંતુ) જેથી પ્રાણ ક્રિયા કરે
બ્રહ્મ તેને તમે જાણો ઉપાસો નહિ અન્યને. (૭)

९८

अपाणिपादो जवनोग्रहीता पश्यत्यचक्षुः स श्रृणोत्यकर्णः ।
स वेत्ति वेद्यं नच तस्यास्ति वेत्ता तमाहुरग्र्यं पुरुषंमहान्तम्॥
श्वेत०३। १९॥

( ઉપેન્દ્રવજ્રા )

ન બ્રહ્મને હાથ પગો (તોપણ) ગ્રહે સૌ ન આંખ તોયે જગને જુવેછે
ન કાન તોયે બધી વાત સુણે ચરાચરોમાં સહુને પીછાણે.
ન કોઇ તેને જીવ જાણતો છે મહાન કેવો બળી કેટલો છે
સનાતની પૂર્ણ પુરૂષ તેછે વિજ્ઞાની તેને વળી મુખ્ય કે છે(૮)

**यं आत्मनि तिष्ठन्नात्मनोन्तंरोयमात्मा नवेद यस्यात्मा शरीरम्।**
**आत्मनोन्तरो यमयति सत आत्मान्तर्याम्यमृतः ॥बृहदारण्के.**

શાર્દૂલ–

આત્મામાં સ્થિત બ્રહ્મ તોય બહુ તે આત્માથકી ભિન્ન છે,
જીવાત્મા મૂઢ જાણતો નહિ "પ્રભુ મારા વિષે સ્થિત છે:"
છે તે વ્યાપક જીવમાં જ્યમ રહે જીવો શરીરો વિષેઃ
અંતર્યામી સુશાક્ષી જીવ કૃતિનો અમૃત રૂપી દીસે. (૯)

**यत्तदद्दश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुः श्रोत्रं तदपाणिपादं।**
**नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं यद्भूतयोनिं परिपश्यान्ति**
**धीराः ॥ मुण्डकोपनिषत्० १ । ६॥**

હરિગીત–

અદૃશ્ય ને અગ્રાહ્ય ગોત્ર રહીત વર્ણ રહીત જે
ચક્ષુ રહીત વળી શોત્ર હાથ પગો થકી પણ રહીત જે
ને નિત્ય, વિભુછે સર્વવ્યાપી સૂક્ષ્મ અતિ અવ્યય નેરો
તેનેજ ધીરજનો ગણે આધાર પ્રાણી માત્રનો. (૧૦)

नसन्दृशेतिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्च नैनम्।
हृदामनीषा मनसाभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति॥
।कठोपनिषत्० ६।९॥

ભુજંગ પ્રયાત.

નકો દશ્ય વસ્તુ મહીં રૂપ તેનું ન કો ચક્ષુથી દેખતું રૂપ તેનું
હૃદે ભક્તિ બુદ્ધિ મને યોગ પામે બને તેજ અમૃત મુક્તિ
વિરામે. (૧૧)

૯૯

अव्यक्तात्तु परः पुरुषो व्यापकोऽलिङ्ग एव च। यज्ज्ञात्वा मुच्यते
जन्तुरमृतत्वञ्च गच्छति॥ क्र० अ०२–व० मं८.

દોહરો–

પ્રકૃતિથી પર પુરણુ તે વિલક્ષણી પરમેશ
વ્યાપક સર્વ અમૂર્ત છે જ્ઞાનેથી જીવ મોક્ષ. (૧૨)

यस्यात्म बुद्धिः कुणपे त्रिधातुके, स्वधीः कलत्रादिषु भौम्य ईज्यधी।
यत्तीर्थ बुद्धिः सलिलेहि कर्हिचित जनेषु भिज्ञेषु स एव गोखर॥

( ભુજંગ )

કરે આત્મબુદ્ધિ નદી નાળ પાડે ચીજો ધાતુઆદિ મકાનાદિ તીર્થે
તથા સ્ત્રી સુતોમાં મમત્વો ધરે જે જનો આખલા કે ગધેડા
સમા તે. (૧૩)

मृच्छिला धातुदार्वादि मूर्त्तावीश्वर बुध्या। क्लिश्यन्ति तपसा मूढाः परां
शान्ति न यान्ति ते॥ महाभारत॥

ગીતિ–

નિરાકાર ઈશ્વરની મૂર્તિ બનાવે ધાતુ પથ્થરાદિ
તે સૌ મૂઢા પાપી અજ્ઞાની મુક્તિના અનધિકારી. (૧૪)

૧૦૦

# सन्ध्या.

## અથ આચમન મન્ત્ર.

**ओ३म् । शन्नो देवीरभिष्टय आपो भवन्तु पीतये ।**
**शं योरभिस्रवन्तु नः ॥ यजुः अ. ३६ मं. १२ ॥**

મરાઠીચાલની સાખી–

દીવ્ય ગુણોથી યુકત સ્વયંભૂ વિભુ વ્યાપક જગત્રાતા
અમ મન વાંછિત તૃપ્તિ અર્થે થાઓ સદા સુખદાતા
સુખની વૃષ્ટિ કરો દુઃખ દરિદ્ર અલિંગ! હરો–

અથવા–

દીવ્ય જાળો પીવા અર્થે મન વાંછિત સુખદા થાઓ
અમને સુખ દાયક વર્ષાની વૃષ્ટિ શુભ વરસાવો
એ મુખ આચમનો નવનીધ લીલા લ્હેર બનો– (૧)

## અથ ઇંદ્રિય–સ્પર્શ મંત્ર.

ओं वाक् वाक । ओं प्राण: प्राण: । ओं चक्षुः चक्षुः । ओं श्रोत्रं श्रोत्रं। ओं नाभिः । ओं हृदयम् । ओं कण्ठः । ओं शिरः । ओं बाहुभ्यां यशो बलम् । ओं करतलकरपृष्ठे ॥

દોહરા–ઓં બ્રહ્મ સૌ અંગની રક્ષા કરજો પાસ,
વાક વાક રક્ષો મુખે પ્રાણ પ્રાણથી શ્વાસ.
ચક્ષુ ચક્ષુ નેત્ર બે શ્રોત્ર શ્રોત્ર બે નાક,
નાભિ કમળ ડુંટી વિષે હૃદય કરોને પાક.
કંઠ ડોક શિર મસ્તકે યશ બળબાહુ હાથ,
કરતલ બેઉ હથેળીમાં પૃષ્ઠે પોંચા સાથ.

## અથ ઈશ્વર પ્રાર્થનાપૂર્વક માર્જન મંત્રો

ओम्भूः पुनातु शिरासि । ओम्भूवः पुनातु नेत्रयोः । ओं स्वः पुनातु कण्ठे । ओं मह पुनातु हृदये: । ओं जनः पुनातु नाभ्याम् । ओं तपः पुनातु पादयोः। ओं सत्यं पुनातु पुनाश्शिरासि । ओं खं ब्रह्म पुनातु सर्वत्र ॥

### શાર્દૂલ.

ભૂ જેમાં સ્થિત સર્વ પ્રાણી વરગો માથું પવિત્રો પ્રભું
નેત્રો પાવન બે કરો ભુવ સદા દુઃખો વિનાશી વિભુ.
નિયંતા સ્વ પવિત્ર કંઠ કરજો જે સુખરૂપી સદા
ધારો નિજ પવિત્રતા મહ હૃદે મોટો બધાથી સદા.
વિશ્વોત્પાદક ઇશ હે જન હરિ નાભિ કરો વિમળા
તેજસ્વી તપ સૂર્ય ચન્દ્ર ધરતા ચર્ણો પવિત્રો ભલા
પામો નિર્મળ સત્ય એક રસથી માથું ફરી શુદ્ધતા
મોટા સર્વથી બ્રહ્મ નિત્ય અરપો અંગે બધે પુણ્યતા.

## અથ પ્રાણાયમ મંત્રો.

ओं भुः । ओं भुवः। ओं स्वः । ओं महः । ओं जनः । ओं तपः । ओं सत्यं ॥ तै. प्र १० अनु ॥ ९७ ॥

ભુ છે પ્રાણ તણો આધાર દુઃખ વિનાશી ભુવ નિરધાર
વ્યાપક છે સ્વ જગદાધાર મહ સર્વથી મહાન અપાર
જન છે ઉત્પાદક સંસાર તપ તેજસ્વી ગ્રહ આધાર
સત્ય એકરસ શુદ્ધ સદાય પ્રાણાયામે સર્વ જપાય.

## અથ અઘમર્ષણ મંત્રો.

ओ३म् । ऋतं च सत्यं चा भीद्धात्तपसोऽध्यजायत । ततो रात्र्यजायत ततः। समुद्रो अर्णवः ॥ १ ॥ समुद्रादर्णवादधि संवत्सरो

अजायत। अहो रात्राणि विदु धद्विश्वस्य मिषतो वशी ॥ २ ॥

सूर्य्या चन्द्रमसौ धाता यथा पूर्वमकल्पयत्। दिवं च पृथिवीं चान्तरिक्षमथो स्वः ॥ ३ ॥ ऋ. अ. ८ अ. ८ व. ४८ ॥

## હરિગીત.

સદ્દેહ ને અવ્યક્ત નાશ રહીત પ્રકૃતિ પ્રકટી આ,
તે જ્ઞાનમય પરમેશના સામર્થ્યથી સુપ્રકાશીઆં.
ઉત્પન્ન થઇ રાત્રી મહા વળી તેજ સામર્થ્યે કરી,
જળથી ભરેલ સમુદ્ર આકાશે થયો તે બળ થકી.
જળથી ભર્યા આકાશ બાદ થયોજ સંધી કાલ ને,
રચીયાં પછી દીન રાત જીવોના અધિષ્ઠાતા હરે.
ધાતા પ્રભુએ પૂર્વ કલ્પની પેઠ રવિ શશિને રચ્યા,
સપ્રકાશમાન દ્યુલોક પૃથ્વી અંતરીક્ષો શહુ સરજ્યાં.

## અથ "મનસા પરિક્રમ" મંત્રો.

प्राची दिगग्नि रधिपतिरसितो रक्षिता दित्या इषवः।
तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु।
योऽस्मान्द्वेषि यं वयं द्विष्मस्तं वोजम्भे दध्मः ॥१ ॥
दक्षिणादिगिन्द्रोऽधिपति स्तिरश्चिराजी रक्षिता पितर इषवः। तेभ्यो.॥२॥
प्रतीची दिग्वरुणोऽधिपतिः पृदाकू रक्षितान्नमिषवः। तेभ्यो.॥ ३ ॥
उदीची दिक् सोमोऽधिपतिः स्वजो रक्षिता शनि रिषवः। तेभ्यो. ॥ ४ ॥
ध्रुवादिग्विष्णुरधिपतिः कल्माषग्रीवो रक्षिता वीरुध इषवः। तेभ्यो. ॥ ५ ॥
ऊर्ध्वा दिग्बृहस्पतिरधिपतिः श्वित्रो रक्षिता वर्ष मिषवः। तेभ्यो. ॥ ६ ॥

## ગીતિ.

પૂર્વ દિશામાં સ્વામી પ્રકાશ સ્વરૂપી અગ્નિ ઇશ્વર છે
તિમિરથી રક્ષણ કર્તા બાણરૂપ રવિ કીરણો અનુકુળ છે

પ્રણામ તે અધિપતિને આદર  રક્ષક, બાણ, સર્વને છે
જે અમ દ્વેષ  કરેછે સામો કરીએ દ્વેષ ( તે  દુર્બુદ્ધિને
સર્વની ) દાઢ ધરીએલ )
દક્ષિણ દિશામાં સ્વામી ઇન્દ્ર, પરમ  ઐશ્વર્યવાન હુર છે
રક્ષક સર્પાદિકના  બાણરૂપ શશિ  કીરણો  અનુકુળ છે.
પ્રણામ તે અધિપતિને ( ઇત્યાદિ ઉપર પ્રમાણે )
પશ્ચિમ દિશામાં સ્વામી વરૂણ પ્રભુ સર્વોત્તમ  ભજનીય છે
ઝેરી પ્રાણીથી રક્ષો અન્ન બાણની સદ્રશ અનુકુળ છે—પ્રણામ
ઉત્તર દિશામાં સ્વામી સોમ શાન્ત સ્વરૂપી પરમેશ્વર છે
કીટ મચ્છરથી રક્ષો વીજળી બાણની તુલ્ય અનુંકુળ છે—પ્રણામ
નીચેની દિશામાં સ્વામી અધિપતિ વિષ્ણુ સર્વે વ્યાપક છે
કાળી ગ્રીવાથી રક્ષો વનસ્પતિ આદિ ઇષુ સદ્રશ  છે—પ્રણામ
દિશ  ઉપરના  સ્વામી  બ્રહસ્પતિ સૌથી મોટા  હરિ છે
રગત કોડથી  રક્ષો  વર્ષાધારા  બાણ  ઇષુ રૂપી છે—પ્રણામ

અથ ઉપસ્થાન મંત્રો.

ओ३म् उद्वयं तमसस्परि स्वः पश्यन्त उतरम् ।
देवं देवत्रा सूर्य्यमगन्म ज्योतिरुत्तमम् ॥ य. अ. ३३ मं. ३४ ॥

સૈવયા.

રહિત અવિધા તિમિર થકી સુખરૂપ દેવમાં ઉત્તમ દેવ
જ્યોતિ સ્વરૂપી શ્રેષ્ઠ બધાથી જગત ચરાચર આત્મા એવ
અખિલ નિયંતા ઇશને જાણી ઉચ્ચ ભાવથી થઇએ  પ્રાપ્ત
દુઃખ દૂર જાએ સુખ સૌ થાએ ટળે કલેશને પાપ અમાપ
(૧).

उदु त्यं जातवेदसं देवं वहन्ति केतवः ।
दृशे विश्वाय सूर्यम् ॥ य. अ. ३३ मं. ३१ ॥

સોરઠા

કેમ જાણીએ લોક ઉતે વેદ પ્રકાશ છે?
ચરા ચરાત્મા એક જેના ગુણો જણાય છે.
કરવા સૌને જ્ઞાત પાલનાદિ ગુણ કીરણ છે
સુચવે ઉત્તમ ભાવ મનુષ્ય પ્રાણી સર્વને (૨)

चित्रं देवाना मुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः ।
आप्राद्यावा पृथिवी अन्तरिक्ष ँ सूर्य आत्मा जगत स्तस्थु षश्चस्वाहा ॥
य. अ. ७ मं. ॥ ४२ ॥

ઉપાસકોનો વિચિત્ર બળજે સૂર્ય ચન્દ્રને અગ્નિ પ્રકાશક
દ્યુ પૃથ્વી મધ્યસ્થ લોકનો અચળ અટળ દ્રઢતાથી ધારક
જગત ચરાચર આત્મા તેછે વળી જંગમને સ્થાવર વ્યાપક
તેજ અમારા હૃદયાકાશે કરી રહો નિજ પ્રકાશ સ્થાપક,

तच्चक्षुर्देवहित पुरस्ताच्छुक्रमुच्चरत् ।
पश्येम शरदः शतं जीवेम शरदः शत ँ श्रृणु याम शरदः शतं प्रब्रवाम
शरदः शतमदीना स्याम शरद शतं भूयश्च शरदः शतात् ॥ य. अ. ३६ मं. २४॥

દીંડી

છે ઉપાસકોનો બ્રહ્મહિતકારી
દ્રષ્ટા સર્વ તણો રચક જગત ભારી
છે વિરાજમાન સૃષ્ટિનીય પૂર્વે
અમે તેની કૃપાથી સૌ વર્ષ જીવીએ

વળી સાંભળીએ વર્ષ સો સુવાકયો
દુઃખ રહિત થાય શતક સૌખ્ય વર્ષો
શતક વર્ષથીય પામીએ વધારે
ઉપસ્થાન સ્તુતિ ઈશ્વર તે ધારે

### અથ સમર્પણ મંત્ર.

ाम्भवाय च मयोभवाय च नमः शङ्कराय च मयस्कराय च नमः शिवाय
ावतराय च॥ य. अ. १३ मं. ॥४१॥

સુખ સ્વરૂપ પરમેશ્વરને જગ સર્વોત્તમ સુખ દાતાને
હુજો નમસ્તે મંગળકરને ધર્મની શિક્ષા કર્તાને
નમસ્કાર મંગળ રૂપીને મોક્ષ તણા એ દાતાને
નમસ્કાર વારંવારે છે નમસ્કાર ઇશાત્રાતાને

